

સૌજન્ય મૂર્તિ
શ્રીમાન ગિરિજાપ્રસાદને

અને

ભાઈશ્રી ચૈતન્યપ્રસાદને.

જોશી.

# નૈનીતાલ

નવલકથાકાર લૉરેન્સ વિષે કહેવાય છે કે ઘણી વખત સ્ટેશનથી પરબારો હોટેલમાં જઈને જ લૉરેન્સ તે શહેર વિષે એકાદ લેખ લખી કાઢતો. એની આ રીતની સામે નોર્મન ડગલાસે પોતાની ફરિયાદ પણ રજુ કરી છે. અલબત્ત જે જગ્યા વિષે આટલો ઉપલકિયો પરિચય હોય તે વિષે કાંઇ લખાય એ બહુ ગંભીર ન ગણાય, છતાં લૉરેન્સ અલગારી મુસાફર હતો, એટલે તે પોતાની રીતે કાંઈક નવીન ને સુંદર ને એક દૃષ્ટિએ અપૂર્વ એવું કાંઈક કહી શકતો. 'અલગારી' શબ્દ વાપરતાં મને એક કૉલેજ મિત્ર સ્વ. ભાઈશંકર દ્વિવેદીની મુસાફરીની રીત યાદ આવે છે. એવા માણસો માહિતી ખાતર મુસાફરી નથી કરતા, પણ મુસાફરી તેમને માટે અનિવાર્ય આવશ્યકતા થઈ પડે છે. તેમનો હેતુ તે જગ્યા વિષે કોઈ પણ સારી 'ગાઈડ'માં મળી શકે તેવી માહિતી પૂરી પાડ-

વાનો હોતો જ નથી. વ્યક્તિના માનસમાં સર્જનનાં જે છૂપાં બીજ રોપાયાં છે તે બીજ અમુક સ્થળ ને સમય મળતાં આપોઆપ પ્રગટ થાય છે. અને એવી રીતે કાંઇક નવીન સુંદર સર્જન, દુનિયાને મળી જાય છે. પણ લૉરેન્સ જેવી પ્રતિભા માટે જે એક માર્ગ હતો તે સઘળા માટે ન હોય; અને આવી અલગારી મુસાફરીના છૂપા વેપ નીચે માણુસ પોતાની માહિતીની અપૂર્ણતા કે દૃષ્ટિમર્યાદાની સંકુચિતતા ઢાંકી શકે. પણ જેને વિશાળ દૃષ્ટિનો અથવા સામાજિક, રાષ્ટ્રીય, નૈતિક એવી ઘણી ઘણી દૃષ્ટિઓ સાથે રાખીને ફરવાનો દાવો રજૂ કરવો નથી તે માણુસ, પોતાને જે આનંદ મળ્યો તેનું પોતાની દૃષ્ટિએ વર્ણન રજૂ કરે તો તેમાં કોઈપણ રીતે થોડી મૂડીએ ઘણો વેપાર કરવાનો આશય છે એવી ઊંધી સમજણ ન થવી જોઈએ: હા, વ્યક્તિ વ્યક્તિનું માનસ જુદું હોવાથી, જે આનંદ એકને મળ્યો તે બીજાને ન પણ મળે.

તા: ૫ મી મે. '૩૧—બપોરે બાર વાગે કોટા ઊતર્યા ત્યારે હિન્દુસ્તાનની ગરમીથી અંગ્રેજો કેમ ધ્રૂજે છે એનો ખરો ખ્યાલ આવ્યો. ૧૧૫ ડીગ્રી હશે. કોટાનો નંબર હિન્દુસ્તાનમાં ગરમી માટે જેકોબાબાદથી જ ઊતરે છે. વધારેમાં વધારે

૧૧૮ પહોંચે છે. ટાંગાવાળા પણ વાળાની ટટ્ટી બાંધી રાખે છે. ચારે તરફ પથ્થર જ પથ્થર નજરે પડે છે. અને એ સઘળામાંથી પણ અસહ્ય ગરમી છૂટે છે. એક ગૃહસ્થે કહ્યું તે પ્રમાણે કોટા અને જેકોબાબાદ વચ્ચે પણ હરીફાઈ જ ચાલી રહી હતી.

રજપુતાનાના સઘળા સ્થળોમાં એક જાતની જુનવટ અને Romance [રંગદર્શન] જોવામાં આવે છે કોટામાં પણ એ જ સ્થિતિ છે. ઢોલા અને મારૂની રસિક કાલ્પનિક મૂર્તિએ‌ા તો નજરે ચડવી મુશ્કેલ અને તેમાં પાછી કોટાની જુનવટ, જરાક મોટાઈ હોય તેવાં ઘણાં ઘરને પડદામય બનાવી રાખે છે. છતાં રંગ અને સ્વર એ બે વસ્તુને‌ા મેળ આ તરફની પ્રજાએ જેટલો જીવનમાં વણી લીધો છે તેટલો ગુજરાત તરફ નથી એમ તો પહેલી દૃષ્ટિએ જ લાગી જાય છે. બે બૈરાં ભેગાં મળે તો ગીત શરૂ થાય એવી સ્થિતિ એક ભાઈએ કહી દેખાડી તે સત્યની નજીક લાગે છે. દરબારી ટકોરખાનું સાંભળવાની તક મળી. તેમાં પણ એનું મીઠું Rhythm —સરોદાવલિ બહુ જ સરસ લાગીઃ એની સાથે સાથે જ બેન્ડ પણ વાગતું હતું. બન્ને વચ્ચેની સરખામણી કરતાં લાગે કે પહેલાનો ત્યાગ કરીને બીજાને લેવામાં કાંઈ મેળવ્યું તો નથી, પણ ગુમાવ્યું છે ઘણું. સંભ-

વિત છે કે આ દૃષ્ટિમાં કોઇને અતિદેશીની ગંધ લાગે; વખતે કોઇ શહેરીજનને ગ્રામ્યતા પણ લાગે. છતાં ટકોરખાનું વધારે દેશી છે, વધારે સુંદર છે, આપણા વાતાવરણને વધારે અનુકૂળ છે, વધારે રસમય ને સ્વરમય છે તે વિષે તો શંકા નથી. પણ આફ્રિકાનો જંગલી ધપ્પા આવતા ઉપયોગી બિન ઉપયોગી અને નુકશાનકારક સુધારાની સામે, પોતાના જંગલમાં અરધી રાતે જંગલી ઢોલક બજાવીને પોતાનું દર્દ કહી નાખે છે, તેના જેવું જ કાંઇક, આ ટકોરખાનાના સ્વરમાં બોલી રહ્યું છે: 'મારું આ મરણગીત સાંભળી લો, હું હવે પછી નહિ હોઉં, નહિ હોઉં' એવો ભયંકર દર્દી સ્વર એમાંથી સંભળાય છે.

રજપૂતાનાની સઘળી પ્રજામાં રંગ અને સ્વર પ્રત્યે કાંઇક વિશેષ આકર્ષણ છે. ઉદેપુર બિકાનેર તરફ આંટો મારી આવેલા ડૉ. હ. આ વાતને અનુભવથી સાચી જણાવે છે.

કોટામાં ખાસ આકર્ષણ તો હતું રજપૂત શૈલીનાં કેટલાંક જૂનાં સુંદર ચિત્રો જોવાનું: એક જગ્યાએ એ છૂપાઈ રહ્યાં હતાં, ખરા ઝવેરીના અભાવે. પણ પછી તો ન ધારેલું એવું નવું આકર્ષણ પણ મળ્યું. ઘણી વખત દુનિયામાં એવું જ

બને છે કે જે ધાર્યું હોય તે ન થાય, અને અણધાર્યું ધારેલા કરતાં પણ સો ગણું સુંદર રીતે રજુ થઈ જાય. જે ચિત્રોના મોહથી કોટા આવ્યા તે ચિત્રો જોતાં જ મોહ નાશ પામ્યો. સાધારણ કોટીના કોઈ અજ્ઞાન કલાકારે થોડો ઘણો માનસિક વિનોદ કરેલો એટલુ જ. અત્યારે તો એમાં રસમૂર્તિની છાયા પણ ન હતી. પણ કલાકારે જેવી રીતે ઠગ્યા, તેવી જ રીતે કલાનાથે નવાજ્યા. મેઘદૂતમાં રંતિદેવની ચર્મણ્વતી આવે છે. મહાભારતકાર એનો ઉલ્લેખ આપે છે. ડાઉસનના કહેવા પ્રમાણે રંતિદેવ તે દશપુર [હાલનું ધોળપુર] નો રાજા. વિલાસીયુગના રોમન સમ્રાટની જેમ એને ત્યાં વીશહજાર રસોયા: અને રોમન ભોજનની વાનીમાં જેમ મોરની જીભનો આસ્વાદ લેવાતો, તેમ રંતિદેવને ત્યાં ભોજનશાળા ખાતે હમેશાં બે હજાર ગાયો કપાતી: પછી આ ભોજનશાળા માટે હમેશાં થતી ક્રિયા હોય કે રંતિદેવે કરેલા ગોમેધયજ્ઞની વાત હોય. રંતિદેવની કીર્તિના કાલિદાસે કરેલા [મેઘદૂત : પૂર્વ : ૪૯] ઉલ્લેખમાં પણ ચર્મણ્વતી નદી એ લોહીની નદી બની રહેતી એ વાત છે. આ ચર્મણ્વતી તે જ ચંબલ. દારાએ હિન્દનો મુગટ ખોયો તે આ નદીને કાંઠે. ચંબલ નદીનાં અદ્ભુત દર્શને

કોટાની મુસાફરી સફળ કરી નાખી. કોટા શહેરને પાણી પૂરું પાડનાર 'વોટરવર્ક્સ' જોવા એક દિવસ ચાર વાગે નીકળ્યા. એવું ધારેલું કે જેમ બધે હોય છે તેમ આંહીં પણ રોનકદાર મકાન હશે; સાંચાકામની અજાયબી હશે ને બહુ-બહુ તો કાંઈક આધુનિક બાગબગીચા જેવું હશે, પણ છેક કિનારે પહોંચ્યા ત્યાં સુધી, ચંબલ અદશ્ય જ રહીઃ અને જ્યારે દેખાઈ ત્યારે એવું ભવ્ય સ્વરૂપ દેખાડયું કે ઘડીભર તો દંગ થઈને લગભગ સો ફૂટ ઊંચા એવા એના કિનારા પર ઉભા જ રહી ગયા. ત્યાંથી પગથિયાંની હાર, નીચે વોટરવર્ક્સ તરફ જતી હતી, પણ સામે દષ્ટિ કરો તો ચંબલનો પથ્થરમય ભૂખરો કિનારો, ઉનાળાની ઋતુને લીધે ઠુઠાં બનેલાં ઝાડથી શોભી રહેલો ઉભો હતો. દૂર દૂર બન્ને તરફ છેક કાંઠા પાસે નીલાંછમ ઝાડની ઘટા ચંબલના પાણીમાં પડછાયા પાડી રહે છેઃ ઘેરાં નીલાં શાંત પાણી, હૃદયના અગાધ ઉંડાણની માફક, સ્થિર ઉભાં છે; કેટલાંક ભયાનક ખડકો ચંબલની ભવ્યતાને ઓપ આપી રહ્યાં છેઃ અને એવી એ ચંબલ નદી જાણે જબલપુર પાસે જામેલી નર્મદાની બહેન હોય તેવી, સામે દેખાય-છે. પછી 'વોટરવર્ક્સ' જોવા પગથિયાં તો ઉતરતા

ગયા, પણ હરેક પગથીએ ઉભા રહી રહીને ચંબલ જ જોયા કરીએ એવું થાય. જાણકારોએ કહ્યું કે જ્યારે ચોમાસામાં પૂર આવે છે અને સુક્કો પ્રદેશ નીલોછમ થાય છે ત્યારે તો ચંબલનું રૂપ બદલાઈ જાય છે. સાદરા પાસેની સાબરમતી જોઈ છે, પણ એ તો ચંબલનું આંગળીએ વળગાડેલું છોકરું લાગે: શિહોર પાસેનાં વાંસજાળ પાણી બિચારાં, ખાબો-ચિયાં જેવાં દેખાય: દક્ષિણની ગંગા જેવી કાવેરી સુંદર ચોમાસામાં જોયેલી, એટલે સમુદ્ર જેવી લાગેલી, પણ આટલી ભવ્ય નહિ: હુગલી તો દરિયા જેવી ગણાય એમાં નદીની મજા ન મળે: જમના નદી ઉનાળામાં તો લક્ષ્મીવિહોણી ધરતી જેવી લાગી હતી. વખતે ચોમાસામાં એનું રૂપ જુદું હશે: તાતાપાણી પાસેની સતલજનો દેખાવ ભવ્યતામાં આંટી દે એવો ખરો; પણ ગુજરાતના હૃદય જેવી નર્મદા સાથે હરીફાઈમાં ઉભું રહેવું એ કાંઈ જેવી તેવી વાત નથી. નર્મદાને પોતાના લીલા કાળા ધોળા આરસના કિનારા; એંશીએંશી ફૂટ ઉંચા: ચંબલને કાળમીંઢ પથ્થરના, પણ ભવ્ય તો એવા જ. નર્મદાનાં જળ સ્થિર, શાંત, અગાધ, એમાં છીછરાં પાણીની અસ્થિરતા નહિ, ધબધબ અવાજ નહિ, અને દેખાય એવી ગતિ નહિ. છતાં

મોનજળ હૃદયને એવી તો ઊંડી ગહનતાથી ભરી દે કે મનુષ્ય એનાં દર્શને પોતાને અંગુઠિયા ભાઈ જેવડો નાનકડો અને અજ્ઞાન ધારે. કુદરતના આ ભવ્યદર્શનથી જ એનું હૃદય ઘડીભર સઘળું ભૂલી જાય; ચંબલનાં જળ પણ એવાં જ; ગહનતા એટલી જ: પણ જ્યારે ખબર પડી કે ચંબલ નદીનું આવું ને આવું લગભગ ચાર છ માઈલ સુધી ભવ્યસ્વરૂપ છે, ત્યારે એની નર્મદા-હરીફાઈની વાત સાચી લાગી. પણ આ સ્વરૂપ કોઈ સાધારણ માનવીને જોવા માટે હતું નહિ—કારણ કે મોટા દરબાર સિવાય બીજા કોઈની સ્ટીમ લૉંચ કે હોડી એ પ્રદેશમાં ફરી શકે નહિ, ત્યારે આ સંકુચિત દૃષ્ટિ માટે એક નિઃશ્વાસ જ નાખવાનો રહ્યો. પછીથી ખબર પડી કે દરબારનો મહેલ જોવો હોય તો પાઘડી પહેરવી પડે ને ભેઠ પણ બાંધવી પડે. અચળેશ્વરના એક મંદિરમાં ભેઠ બાંધેલી, એટલે એના પૂજારીને કે પહેરેગીરને એમાં દૈવીસૃષ્ટિ સામે યુદ્ધનો ખુલ્લો પડકાર દેખાયો હતો. અને એ દેવનું રાજ, એટલી સાંકડી જગ્યામાં, સર્વશ્રેષ્ટ છે એમ સાબીત કરવા ભેઠ છોડી નાખવાનો હુકમ કર્યો હતો. તો આંહીં વળી એથી ઊંધું નીકળ્યું. ભેઠ બાંધવાનો નિયમ લાગુ

પડયો. રાજપદ અને ધર્મપદ આજના યુગની વિચારસરણીમાં જે હીણું સ્થાન ભોગવે છે એના મૂળમાં આવી ઘટનાઓ તો જવાબદાર નહિ હોય?

ગુજરાતના હૃદય જેવી નર્મદા નદીનું એક પણ સુંદર વર્ણન કયાંય જોવામાં આવ્યું નથી. ×ગંગાલહરી પછી કોઈ યુરોપિયને કર્યું હોય તો ભલે, બાકી 'પતિતપાવની ગંગે'નું કુદરતી મનોહર દર્શન કયાંય ન મળે; તો પછી ચંબલ બિચારી કોણ હિસાબમાં?—જ્યાં સુધી તરૂણ ગુજરાતીઓમાં સાહસની ધૂન નહિ લાગે, અને થોડાં વર્ષ રખડુ જીવન ગાળવાથી જ ખરી કેળવણી મળે છે એમ નહિ સમજાય અને જ્યાં સુધી અતિડાહ્યા સ્કાઉટમાસ્તરો, અંતરમાં એ વાતની મશ્કરી કરવા છતાં, પ્રમોશનના એક માર્ગ તરીકે જ ભ્રમણને ગણશે, ત્યાં સુધી ગુજરાતમાં નવો ચીલો નહિ પડે. શબ્દના મૂળ શોધવામાં કે કોઈ વૈજ્ઞાનિક સિદ્ધાંતનું રહસ્ય શોધવામાં જીવનનું સર્વસ્વ હોમ-

× સ્કંદપુરાણ બ્રહ્મપુરાણ, ભારતનું વનપર્વ, વગેરેમા ગંગાનું વર્ણન માત્ર ચાંદ્રાયણવ્રતના મૂલ્યની દૃષ્ટિએ જ કરેલું છે.

મેઘદૂત રઘુવંશ અને કુમારમાં કાલિદાસે વર્ણન કર્યું તે સાચું. અને હમણાં હમણાં ગુજરાતીમાં તો કાકા કાલેલકરનું સુન્દર વર્ણન!

નારા ખરા પંડિતો ગુજરાતને આગળે કરી જોવા હોય તો પહેલા નદીનુ મૂળ શોધનારા ગભરુ જુવાનો જોઈશે નદીનું મૂળ શોધનારી માહસવૃત્તિ જ જીવનનુ મૂળ શોધવા મથશે.

કોટાનો પાચ દિવસનો કાર્યક્રમ ડૉ. હ. એ કહ્યુ તેમ, અમારે માટે તો કેવળ આનદથી જ ભરેલો હતો. ખાવું અને-સૂઈ જવુ અને ખાવુ અને રખડવુ શ્રી. ચે-ડૉ હ અને શ્રી. ગી-એમની સાથે રખડવામા કોઈ પાછા ન પડે એવી વિનોદ ભરેલી રીતભાત. એટલે એ પાચ દિવસોનો કાર્યક્રમ ભરચક્ક હતો.

મૂળ અમદાવાદના પણ હાલ તો ઘણા લાબા વખતથી કોટામા જ રહેલા [ હવે સ્વ. ] રા. શિવપ્રસાદ દલપતરામ પડિત—જેમણે ભારતના સ્ત્રી રત્નો ત્રણ ભાગ, સસ્તાસાહિત્ય મારફત પ્રગટ કર્યા છે—તેમના પ્રબધથી, અમને સ્ટીમલોચમાં બેસીને ચાર પાચ માઈલ નદીમા ફરવાનો લાભ મળ્યો સાગર જેવી ચબલમા અમે આગળ વધ્યા. ઠેકાણે ઠેકાણે ઊચી ભેખડો અને સુદર જળ છે.

નીલજળ જોતા અમે આગળ વધ્યા નૈસર્ગિક દૃશ્યનો ચિતાર શબ્દમા આપવાની ક્રિયા ઘણી વખત વ્યર્થ જ નીવડે છે. નિસર્ગના વર્ણનની

ભાષા રંગમાં જ શોભી ઉઠે,

એ ચાર માઈલનો આશરે ત્રણેક કલાકનો જળપ્રવાસ અમને હમેશા યાદ રહેશે. ચંબલ



ચંબલ નદી

નદીએ પોતાનાં હજારો રૂપ એટલા નાના પ્રવાસમાં દેખાડી દીધા અને એથી વધુ તો, એમા આગળ શુ નહિ હોય, એ રમણીય અસંતોષ પ્રગટાવ્યો ચંબલમા આગળ શુ શુ નહિ હોય ? કોઈ જગ્યાએ મનોરમ ઉપવનજેવો એક તરફનો તટ પ્રદેશ આખને

ઠારે, તો તેની સામે જ ઉભેલો ભૂખરા પથ્થરનો સીધો કિનારો એકદમ ભયંકર લાગે; ક્યાંક જળના પ્રવાહની સુંદરતા આકર્ષે તો બીજી જગ્યાએ એ જ જળપ્રવાહ ચારે તરફના ખડકથી વિંટાઈને એકદમ જ ગહન બની જાય; જેમ જેમ આગળ ગયા તેમ તેમ ચંબલ વધારે ને વધારે આકર્ષક બનતી ગઈ; ઘાટા વનથી છવાયલા કિનારા દેખાવા લાગ્યા. સીધાં ઉભાં ભયંકર ખડકો નજરે લાગ્યાં. એવા સીધા ભયંકર કિનારામાં એક જગ્યાએ ભોંયરા જેવું દેખાયું.

'આ જોયું ?' પંડિતજીએ પૂછ્યું.

'શું ?'

'પેલું ભોંયરા જેવું.'

'હા.'

'તેમાં એક બહારવટિયો રહેતો હતો—કહેવાય છે કે તેની બૈરી આંહીં એને ખવરાવવા આવી જતી !'

ચારે તરફ નજર ફેરવી તો ભયાનક કિનારાની ખડકોની કતારની કતાર–લાંબે સુધી ચાલી જતી દેખાતી હતી. પણ ક્યાંકથી માણસનું છૈયું પણ ફરકી શકે તેવી એક નાની કેડી પણ ન હતી. કે કોઈ કેડી પડી શકે એવી પરિસ્થિતિ પણ ન હતી. આવી જગ્યાએ એકાકી રહેવું—કલ્પના પણ ધ્રૂજી

ઉઠે એવી ભયંકર એ સ્થિતિ લાગી. પોતાને થયેલા અન્યાય સામે આવી રીતે એકાકી ઝઝૂમવાની જેનામાં વીરશ્રી હોય તેને અંતરથી પ્રણમી જવાય છે. પછી એવા પણ બહારવટિયા હોય કે જેમણે માનવજાતનો દ્રોહ કરવામાં જ ગૌરવ માન્યું હોય. આ એકાકીને પ્રણમીને આગળ વધ્યા. એટલામાં એક જગ્યાએ સામેથી આવતી ને ચંબલને મળતી કોઈ નાની સુંદર નદી જાંબુડાંનાં વનથી ઢંકાયેલી નજરે પડી. ત્યાં સંગમ પાસે મોટા ધૂના જેવું બન્યુ હતું. પ્રો. શંકરરાવ વ્યાસે, પહાડમાં પડઘા પાડે એવા બુલંદ સ્વરે 'કહાં તુંહી મૂઢ ગમારા, કહાં ચહી, અગમ અપારા' જ્યારે ગાયુ ત્યારે ઘડીભર તો કુદરતની મહત્તા પાસે માનવીની લઘુતા નાની થતી થતી છેક ગળી ગઈ!

પાછા ફર્યા ત્યારે પણ આ દેખાવ તજી દેવાનું મન થતું ન હતું. ચંબલનું આવું મનોહારી રૂપ છે એ જાણીને એક બાજુ આનંદ થયો, અને હિંદમાં જેમને માતા માનવામાં આવે છે એવી નદીઓનાં સ્વરૂપ વર્ણનો નહિ હોવાથી રાષ્ટ્રીય અસ્મિતાને કેટલી બધી હાનિ થાય છે એ ખ્યાલે કાંઈક દિલગીરી પણ થઈ.

બીજે દિવસે 'અભેડા' નામે તળાવ જોવા ગયા.

એમ સાંભળ્યુ હતું કે મીસરમાં ને સિંધમાં લોકો મગરને ખવરાવે છે; મગર હળી ગયેલા હોય છે. મગરનો દેખાવ એવો કદરૂપો લાગે છે કે એનામાં પ્રેમની સૃષ્ટિ હોઈ શકે એ વિષે મન શંકામાં પડે. પણ અણઘડમાં અણઘડ પથ્થરને શિલ્પી પ્રેમની ભાષાથી સ્વરૂપવાન બનાવે છે. પ્રેમ એ જ સૃષ્ટિમાં વિલસી રહેતું ખરૂં સૌન્દર્યતત્ત્વ છે. વાત્રકના વાંકમાં અસંખ્ય મગર જોયેલા; પણ એ સઘળાં છેટેનાં દર્શન હતાં. મગરને છેક પાસેથી અને માણસની આજ્ઞાને વશવર્તી અવાજ પ્રમાણે સમજણપૂર્વક ચાલ્યા આવતા તો કોટાના 'અભેડા' માં જોયા. કોટાથી સાત માઈલ દૂર 'અભેડા' નામે તળાવ છે. ડુંગરનાં પાણી ચારે તરફથી આવીને ઠીક ઠીક મોટું એવું કુદરતી તળાવ ત્યાં બનાવે છે. 'અભેડા' એટલે આપણી ભાષામાં 'અવેડા.' આ તળાવમાં ઘણા મગરો રહે છે. ત્યાંના એક રજપૂત રખેવાળે આ મગરોને મિત્રો બનાવ્યા છે. તળાવના કિનારે મકાન છે. તેના પગથિયા ઉપર ઊભા રહી, તેણે પશુઓને બોલાવતો હોય તેમ બૂમ મારી; ને માંસનો કકડો પાણીમાં ફેંક્યો. તરત જ પાણીમાંથી એક પછી એક મગરનાં ડાકાં બહાર દેખાવા લાગ્યાં. જાદુગરના

શબ્દે જડસૃષ્ટિ જીવન પામે તેમ તળાવના પાણીમાં ઠેર ઠેર મગર દેખાવા લાગ્યા. રખેવાળના 'હો——હો'ના લાંબા સાદના પ્રત્યુત્તરમાં હોય તેમ દરેક મગર અવાજ તરફ આવતો હતો; અને



અભેટાના મગરો

ચોતાનો માંસનો કકડો લેવા આતુરતાથી આગળ વધતો હતો. પછી છેવટે એક મગર દેખાયો. એ જલચરોનો રાજા હોય એમ લાગ્યું. રાજા બનવા માટે જોઈતી નાલાયકી—રાક્ષસી બળ અને રાક્ષ-

કાચબા હતા. એવી તરવાની મજા લગભગ દસ બાર વર્ષે મળી. ચંબલનાં ચોખ્ખાં પાણીમાં ઘણીવાર સુધી લહેર કરી ઉતારે આવ્યા ને મથુરા તરફ ઉપડયા.

મથુરા—દરેક કેવળ ધર્મપ્રધાન સ્થળ હોય છે તેવું આળસુ ને એદી લાગે છે. ત્યાંની જનતામાં પણ ઊંચામાં ઊંચો શોખ ભોજનનો લાગ્યો; નવીનમાં નવીન શોધ ભોજન પચાવવાનાં ઔષધોની લાગી; મોટામાં મોટો વ્યવસાય દર્શનનો લાગ્યો. અને છતાં જમનામૈયાના નામથી હૃદય ન આનંદે એવું ભાગ્યે જ બને. ગમે તેમ પણ કનૈયાનું મથુરા દરેકને માટે કોઈ ને કોઈ પ્રકારનું આકર્ષણ ધરાવે છે. કેવળ ધાર્મિક માનવને જમના મૈયા આકર્ષે છે; કંઈક કલારસિકને એની સંધ્યા સમયની આરતી આકર્ષે છે; સુધારકને આ જમાનાજૂના શહેરનો વિનિપાત આકર્ષે છે; પંડિતને એનું પ્રદર્શન ખોરાક આપે છે; સમાજશાસ્ત્રના અભ્યાસીને બજાર વાળનારી ભંગડી સાથે મશ્કરી કરતો મંદિરનો ભગત ઉપાસક આકર્ષે છે; અને પ્રાણીશાસ્ત્રીને આરતી વખતે જામતી કાચબાની મેદની આકર્ષે છે.

મથુરામાં વ્યાયામનો ખૂબ પ્રચાર લાગ્યો;

ઠેરઠેર અખાડા—જોવા—મળે. ત્યાં કસરતબાજો—ખાવા માટે કસરત કરતા હોય ને કસરત માટે ખાતા હોય એવું લાગે! ખાવું ને પચાવવું: પચાવવું ને ખાવું. રોમન મહારાજ્યની પડતીના સમયમાં ગીબને લખ્યું છે કે, ઘણાં સુધરેલાં કુટુંબો એટલું ખાતાં—કે પછી વમન થતું: ને વમન થાય માટે ખાતાં—ને ખાવા માટે વમન કરતાં!

મથુરા જનારે એક વખત સંધ્યા સમયની આરતી તો જરૂર નિહાળવી. 'મહારાણી જમનામૈયા'ની આરતી જમનાને સામે કાંઠેથી નિહાળવી એ જીવનની એક અનેરી ધન્ય પળ છે. જમના કિનારો, ઘેરાં પાણી, નિરભ્ર શાંત આકાશ—અને એ દ્વારમાંથી દૂરથી થતાં દીપમાલાનાં દર્શન—એક વખત હૃદયને જમાનાજૂના કનૈયાના નામથી ભરી દે છે. નદીના પાણીમાં અસંખ્ય કાચબાઓ ડોકાં બહાર કાઢીને આ દીપકમાલા નિહાળે છે. આ આરતીનું એ વખતનું આકર્ષણ એક વખત તો હૃદયને છલોછલ પ્રેમભાવથી ભરી દે છે. દીપકમાળામાંથી દેખાતી માતા જમનાની મૂર્તિ—કેટલા કેટલા વિનિપાતોની વચ્ચે હજી પણ હિંદુ ટકી શકયો છે એનું જાણે ભાન કરાવતી હોય, અને તારે નવું સામર્થ્ય મેળવવા માટે પણ આંહીં જ

કાચબા હતા. એવી તરવાની મજા લગભગ દસ બાર વર્ષે મળી. ચંબલનાં ચોખ્ખાં પાણીમાં ઘણીવાર સુધી લહેર કરી ઉતારે આવ્યા ને મથુરા તરફ ઉપડ્યા.

મથુરા—દરેક કેવળ ધર્મપ્રધાન સ્થળ હોય છે તેવું આળસુ ને એદી લાગે છે. ત્યાંની જનતામાં પણ ઊંચામાં ઊંચો શોખ ભોજનનો લાગ્યો; નવીનમાં નવીન શોધ ભોજન પચાવવાનાં ઔષધોની લાગી; મોટામાં મોટો વ્યવસાય દર્શનનો લાગ્યો. અને છતાં જમનામૈયાના નામથી હૃદય ન આનંદે એવું ભાગ્યે જ બને. ગમે તેમ પણ કનૈયાનું મથુરા દરેકને માટે કોઈ ને કોઈ પ્રકારનું આકર્ષણ ધરાવે છે. કેવળ ધાર્મિક માનવને જમના મૈયા આકર્ષે છે; કંઈક કલારસિકને એની સંધ્યા સમયની આરતી આકર્ષે છે; સુધારકને આ જમાનાજૂના શહેરનો વિનિપાત આકર્ષે છે; પંડિતને એનું પ્રદર્શન ખોરાક આપે છે; સમાજશાસ્ત્રના અભ્યાસીને બજાર વાળનારી ભંગડી સાથે મશ્કરી કરતો મંદિરનો ભગત ઉપાસક આકર્ષે છે; અને પ્રાણીશાસ્ત્રીને આરતી વખતે જામતી કાચબાની મેદની આકર્ષે છે.

મથુરામાં વ્યાયામનો ખૂબ પ્રચાર લાગ્યો;

ઠેરઠેર અખાડા—જોવા—મળે. ત્યાં કસરતબાજો—ખાવા માટે કસરત કરતા હોય ને કસરત માટે ખાતા હોય એવું લાગે! ખાવું ને પચાવવું: પચાવવું ને ખાવું. રોમન મહારાજ્યની પડતીના સમયમાં ગીબને લખ્યું છે કે, ઘણાં સુધરેલાં કુટુંબો એટલું ખાતાં—કે પછી વમન થતું: ને વમન થાય માટે ખાતાં—ને ખાવા માટે વમન કરતાં!

મથુરા જનારે એક વખત સંધ્યા સમયની આરતી તો જરૂર નિહાળવી. 'મહારાણી જમનામૈયા'ની આરતી જમનાને સામે કાંઠેથી નિહાળવી એ જીવનની એક અનેરી ધન્ય પળ છે. જમના કિનારો, ઘેરાં પાણી, નિરભ્ર શાંત આકાશ—અને એ દ્વારમાંથી દૂરથી થતાં દીપમાલાનાં દર્શન—એક વખત હૃદયને જમાનાજૂના કનૈયાના નામથી ભરી દે છે. નદીના પાણીમાં અસંખ્ય કાચબાઓ ડોકાં બહાર કાઢીને આ દીપકમાલા નિહાળે છે. આ આરતીનું એ વખતનું આકર્ષણ એક વખત તો હૃદયને છલોછલ પ્રેમભાવથી ભરી દે છે. દીપકમાળામાંથી દેખાતી માતા જમનાની મૂર્તિ—કેટલા કેટલા વિનિપાતોની વચ્ચે હજી પણ હિંદુ ટકી શકયો છે એનું જાણે ભાન કરાવતી હોય, અને તારે નવું સામર્થ્ય મેળવવા માટે પણ આંહીં જ

આવવું પડશે—એવો સંદેશો આપતી હોય તેવું લાગે. એ આરતીનું મનોહર કલાદર્શન કર્યા વિના મથુરાની મુસાફરી અધૂરી જ રહી જાત.

ડુંગરાઓમાં જતાંની સાથે મેદાન ભૂલી જવાય છે. પણ એથી જ ઉલટું આકાશની મુસાફરી કરતાં મેદાન વારવાર સાંભરે છે. જે જમીન ને વૃક્ષો ભૂમિ ઉપર એક જ રંગનાં લાગે છે તે આકાશમાંથી–એરોપ્લેનમાંથી–જુઓ તો–સેંકડો વિવિધ રંગનાં બનેલાં છે એમ લાગે. જમીન ઉપર તો એક ખેતર ને બીજું ખેતર લગભગ સરખાં રંગનાં લાગે પણ આકાશમાંથી જોતાં ખેતર ખેતરમાં કાળા—ને ભૂરા રંગો વચ્ચે જે સહજ તેજછાયા [ Shade ] રહી છે તે પણ જણાઈ આવે. ને આ ખેતરો એટલાં નાનાં ને તેથી સુંદર લાગે કે જાણે એમાં આપણને ફરવાહરવાનું મન થઈ આવે. એટલુ જ નહિ—જીવંત સૃષ્ટિ—એ ત્રણ હજાર ફીટની ઉંચાઈએથી એટલી નાની, નાજુક, સુંદર, ને ‘ પરીની દુનિયા ’ જેવી લાગે છે—કે એ જ સૃષ્ટિમાં અનેક પ્રકારના વિરોધ, કલહ, કલેશ ને ભયંકર તૃષ્ણા ભરેલાં છે એ માનતાં કોઈ રીતે મન જ ચાલે નહિ ! એમ જ લાગે કે આટલી સુંદર, નાની, રમણીય સૃષ્ટિ, જ્યાં ઘર ઘર આટલાં

પાસે ને મનોહર દેખાય છે ત્યાં સૌ કેવળ આનંદથી જ હરીફરી રહ્યાં હશે ! એરોપ્લેનની આકાશી મુસાફરીમાં જેમ વાસ્તવસૃષ્ટિ અલોપ થઈ જાય છે—લગભગ તેવી જ રીતે ડુંગરમાળાને નિહાળતાં મેદાન ભૂલી જવાય છે.

નૈનીતાલ પહોંચતાની સાથે અમદાવાદની ગરમી ધૂમાડા, ધૂળ ને વ્યવસાય વીસરાઈ ગયાં. જ્યાં નજર કરો ત્યાં મનોરમ સૃષ્ટિ ખડી થાય. ઘડીભર તો સૌન્દર્યનો આ પ્યાલો મનુષ્યને મેદાનનું ભાન જ રહેવા દેતો નથી. નૈનીતાલ એક વખત ઈ. સ. ૧૯૨૫માં જોયેલું; બીજી વખત છ વર્ષ પછી. પણ નૈનીતાલનું સૌન્દર્ય એવું ને એવું રહ્યું છે. જાણે એક ઘડી પણ એના ઉપર ગઈ નથી. દરેક પરિચિત જૂનું વૃક્ષ એટલું જ તાજું હતું. દરેક પગદંડી એટલી જ સુંદર હતી. દરેક ડુંગર એટલો જ આકર્ષક હતો. નૈનીતાલનું પાણી એવું જ ઘેરું ગંભીર નીલવર્ણું હતું.

માત્ર ત્યાં આવનારાં–રહેનારાં મનુષ્યો છ વર્ષ જેટલાં વધારે વૃદ્ધ બન્યાં હતાં. છતાં ૧૯૨૫ના અને ૧૯૩૧ના નૈનીતાલનાં પ્રતિબિમ્બ જુદાં પડ્યાં છે. પાર્વતીના નયન જેવો નૈનીસરોવરનો આકાર છે; તેને કાંઠે નેપોલિયન

બોનાપાર્ટે સીન નદીના કિનારે જે 'Weeping Willows' નીચે સૂવાની અંતિમ ઇચ્છા પ્રગટ કરી હતી તે 'Weeping Willows'નાં વૃક્ષ આવેલાં છે. એનુ પહાડી નામ મજનૂ છે.

આ વખતની રોજનીશીમાંથી એક બે પૃષ્ઠ ઉતારીને થોડો સંતોષ લેવો પડશે.

તા. ૧૧–૫–૩૧. આંજથી છ વર્ષ પહેલાં આ જ અલમોરાના રસ્તા પર હું ફરવા નીકળ્યો હતો. રસ્તો એટલો જ સુંદર, તાજો, આકર્ષક અને મનોહર છે. વનરાજિથી ઢંકાયેલો માર્ગ શીળી છાયા પાથરી રહ્યો છે. એ રસ્તાનું યૌવન હતું એનું એ છે, માત્ર છ વર્ષનો સમય ઓછો થયો છે.

આજે હું એ મનોહર રસ્તા ઉપર ફરતો હતો ત્યારે બે દૃશ્ય જોવા જોવાં લાગ્યાં. એક જગ્યાએ એક અંગ્રેજ ગૃહસ્થ બેઠા બેઠા નવલકથા વાંચી રહ્યા હતા. ઉપર મોટો લીલોછમ ડુંગર સુંદર છાયા ફેલાવી રહ્યો હતો. બીજી બાજુ નીચેથી છાતીફાટ ચઢાઈ ચડીને મજુરોની પરંપરા ચાલી આવતી હતી. નજર આગળ થઈને આગળ ચાલ્યા જતા, અને પછી વનરાજિમાં થઈ ડુંગરા પાછળ અદૃશ્ય થઈ જતા, પરસેવે ટપકતા અને ધીમે ભારે પગલે, હરઘડીએ પોતાનો બોજો ઊંચકવા

મથતા, એક પછી એક મજૂર દેખાવા લાગ્યા. દરેકના હાથમાં એક લાકડી, ટેકો દેવા માટે હતી; દરેકનો બોજો અસહ્ય હતો; દરેકનાં પગરખાં એક સરખાં ફાટેલાં જૂનાં ને મેલાં હતાં; દરેકે કપડાં પહેરવાને બદલે થીગડાં પહેર્યાં હતાં, દરેકના પગ એક સરખા, થાક ભરેલા, દર્દભર્યા પડતા હતા; દરેકના ચહેરા પર જીવનની ભયંકર શૂન્યતા સ્પષ્ટ દેખાતી હતી. એને મન જંગલમાં કાંઇ શોભા જ ન હતી. માત્ર લાકડાં ને બોજો હતો. એને બે જ કામ હતાં; લાકડાં લાવવાં, ને અંગ્રેજોને જોવા. એનો સૌથી મોટામાં મોટો આનંદ અંગ્રેજ લોકો રમે તે જોવાનો. આ બે દશ્ય એકી જ સાથે જોવા મળ્યાં: નવલકથા વાંચવા નવરો પડેલો અંગ્રેજ અને હિમાલયના સુંદરમાં સુંદર જંગલમાં માત્ર સૂકાં લાકડાં જોતો મજૂર. હિમાલયનાં અનેક દશ્યોમાં આ એક દશ્ય પણ યાદ રહી ગયું છે. એણે અંતઃકરણમાં એક અચલ શ્રદ્ધા જન્માવી છે કે આવી રીતે આ વસ્તુસ્થિતિ લાંબો વખત ચાલી શકશે નહિ : ચાલી શકે જ નહિ. એ વસ્તુસ્થિતિએ કાં પરિવર્તન કરવું રહ્યું: અથવા ભૂખ્યાંડાંસ માનવોના ઘૂરકતા ટોળાની સામે કોઇકે તોપો ધરવી રહી. તોપો લોઢાની હોય છે. પણ માંસ વિનાનું માનવનું હાડ

કઠણમાં કઠણ લોહને પણ પાણી વિનાનું કરી મૂકે છે. રાધાકૃષ્ણ જેને 'Economic Barbarism' કહે છે તેણે જવું રહ્યું : અથવા માનવ 'Barbarism' એણે પ્રગટ થવું રહ્યું.

પાર્વતીના સુંદર નયન જેવા નૈનીતાલનું વર્ણન કરવું મુશ્કેલ છે. આંહીં તો એટલું જ ઉમેરીશ કે હિમાલયની ભવ્યતા પાસે નૈનીની નાજુક રમણીયતા–વૃદ્ધ પિતા પાસે ઉભેલી પવિત્ર કુમારિકાના જેવી લાગે છે.

નૈનીતાલનું ખરું સૌન્દર્ય એના નાજુક પરી જેવા દેખાવમાં રહ્યું છે : એમાં હિમાચલની ભવ્યતા લાગે નહિ : આકાશી રંગોની મોહક છટા મળે નહિ: અને છતાં એ નાના નાજુક ડુંગરાઓ, એમની વચ્ચે આવેલું સુંદર સરોવર, આસપાસની મોહક વાદળસૃષ્ટિ, અને તેજ, છાયા, પવન, જલતરંગ, સૂર્યની કિરણાવલિ, સવાર બપોર ને સાંજ—એ સઘળાં, સરોવરના જલતરંગમાં જે સમય સમયના ભાવ પૂરે—એ સઘળી પળપળની મોહકતા તમને—'ક્ષણેક્ષણે–જે નવીન દેખાય તે રમણીય' એ શ્લોકનું સાચેસાચું હાર્દ કહી આપે. નૈનીતાલમાં બીજા કોઈપણ ગિરિનિવાસ કરતાં, ક્ષણક્ષણની મોહિનીની અજબ જેવી કરામત નજરે

ચડે છે. કોઈ વખત, ડુંગરાની કોઈ કેડી ઉપરથી, સરોવર, સવારે એટલુ શાંત સૂતેલુ તરંગ વિનાનુ લાગે કે એ સરોવર છે એમ માનવાને બદલે જાણે કે આકાશ નીચે આવ્યુ છે એમ જ તમે માની બેસો ! અને માત્ર થોડી જ પળ પછી, એ જ સરોવરના લાખો જલતરંગ, સહેજ પવનથી હાલી ઉઠીને, સૂર્યની કિરણાવલિનો એવો તો સુંદર, મોહક, સુનેરી—રૂપેરી સાજ સજી ઉઠયા હોય કે, તમે જાણે એને નયનથી નીરખ્યા જ કરો—નીરખ્યા જ કરો—અને એના હજારો રૂપમાંથી એક પણ રૂપને વિસરી પણ શકો નહિ—ને પકડી પણ શકો નહિ ! કેવળ પાર્વતીના નયનમાં જ આટલા ભાવો—ને આટલાં રૂપ રહેતાં હશે ! અને છતાં ખબર પડતી નથી કે આ સરોવર આટલાં આટલાં રૂપો કયાં સંતાડી રાખે છે—અને એમને શી રીતે પળે પળે પ્રગટ કરે છે !

નૈનીતાલના ડુંગરાઓ, રસ્તાઓ પગદંડીઓ વૃક્ષો, વનરાજિની ઘટાઓ, એની તેજ-છાયાની રમતો, એનાં રંગીન વાદળાંઓ, એનું મનોહર પ્રભાત, એની ચાંદનીરાતની લીલા—એ સઘળાં મેં એટલી એટલી રખડપટ્ટી કરીને જુદે જુદે વખતે નિહાળ્યાં છે, કે સંસ્મરણની ભૂમિકામાં

નૈનીતાલનો એક આખો પ્રદેશ કોતરાઈ રહ્યો છે. અને આજે એમાંથી કાંઇપણ પ્રગટ કરતાં, એક ભયંકર સ્વાર્થી વિચાર આવે છે—કે, આ જે મારો ગુપ્તભંડાર, એ હું આપી દઇને કદાચ અકિંચન—ગરીબ—બની જઇશ. પરંતુ નૈનીતાલનાં એટલાં સ્વરૂપો આંખમાં વસી રહ્યાં છે કે જેમ ઈશ્વર વિષે કહેવાય છે કે ગમે તે રીતે તેને માપો તોપણ એક અંગુઠા જેટલુ માપ ઊણુ જ રહી જાય છે—કે ભગવાન તથાગતની ગમે તેટલી પ્રતિમાઓ ચિત્રકારો સરજે છતાં એક પ્રતિમા હમેશાં બાકી જ રહે છે—તેમ નૈનીતાલનાં ગમે તેટલાં સ્વરૂપો પ્રગટ કરો, છતાં એનું એક સ્વરૂપ તો બાકી જ રહી જાય છે! અને તે એ સ્વરૂપ કે જે કહી શકાતું નથી, આપી શકાતું નથી, દોરી શકાતું નથી, જે કેવળ આંખમાં રહે છે, ને આંખે આંખ મળે ત્યારે ફરી ફરી પ્રગટ થાય છે!

નૈનીતાલમાં એક ચાંદની રાતે, ઈ. સ. ૧૯૨૫ માં, હું એકલો ફરવા નીકળ્યો હતો. એ રાત આજ મને સાંભરે છે. ફરતાં ફરતાં એક રસ્તા ઉપર ચાલ્યો જતો હતો ત્યારે હજારો ફણીધરો, જાણે હમણાં ડંખ દેવા તૈયાર હોય તેવા, ફેણ ચડાવીને સ્થિર બની ગયેલા, અને આકાશમાંથી વરસતી

ને વૃક્ષોના પાનમાંથી ચળાઈને આવતી ચાંદનીને લીધે એકદમ ગૂઢ અને ભયંકર લાગતા, નજરે પડ્યા ! હજારો ફણીધરોને, એમ હાલ્યા ચાલ્યા વિના ચાંદનીમાં, કેવળ સ્થિર ફણા રાખીને બેઠેલા જોવા, એ એક વખત તો હાડ ધ્રૂજાવી નાખે એવું દૃશ્ય હતું ! એ ફણીધરો-સાચા નાગ નહિ— પણ વનસ્પતિસૃષ્ટિમા અજબ રીતે આબેહૂબ ફણીધરના જેવુ જ રૂપ ધરતા વછનાગના* છોડ હતા—અને એવા છોડનુ એક આખું વન ત્યાં ઊભુ હતું—ઘણુ કરીને સ્વામી વિવેકાનંદે એક જગ્યાએ લખ્યુ છે કે ભયંકર વસ્તુઓના સહવાસ વિના માણસને ઈશ્વરની ભવ્યતાનો ખરો ખ્યાલ આવી શકતો નથી. આ વછનાગનુ વન—અને

*હમણા એક સાધુની વાત વાંચી કે એને વછનાગનુ ઝેર લેવાનુ વ્યસન હતુ પણ એ ઝેર વખતે ન મળે ત્યારે પોતાની જટામા એક કોથળીમા ફણીધર રાખતો ને વછનાગના ઝેરને બદલે એના ઝેરથી ચલાવી લેતો ટીકીટ ન લેવાના ગુન્હા માટે એને આઠ દિવસની સજા થઇ, ને જેલના અધિકારીઓએ એની જટાની જડતી લેતા અંદરથી ફણીધર નીકળી પડયો, ત્યારે આ વાતનો ખુલાસો પૂછાયો સાધુએ પોતાની જીભ કાઢી, તેના ઉપર ફણીધરનો ડંખ ઝીલી લીધો, ને વછનાગના ઝેરને બદલે આ વિષપાનથી પોતાનો વ્યવહાર ચલાવી સૌને ચકિત કરી નાખ્યા. વછનાગના છોડમા ઝેર છે ને તેનુ મૂળ હલાહલ ઝેર ગણાય છે તેના લાલ ચટક બીજ મોહક લાગે છે ને અતિ ઝેરી છે.

એણે એક ઘડીભર હાડ ધ્રૂજાવે એવી આપેલી શરીર વિંધનારી ઠંડી—એ બન્ને આજે બરાબર યાદ છે. એ મૃત્યુ જેવી ઠંડી સાથે જો બીજો કોઈ પણ પ્રસંગ સ્મરણમાંથી મૂકી શકાય—તો તે યુનિવર્સિટીની ભયંકર પરીક્ષા.કદાચ એમાં ઉંડું સામ્ય તો નહિ રહ્યું હોય કે પરીક્ષાનુ ઝેર વછનાગના ઝેર જેટલું જ કાતિલ હશે ! આ વછનાગના છોડ દિવસે જુઓ તો રળિયામણા લાગે. ને ઘણા માણસો એના મોહક દેખાવથી એને ફૂલદાનીમાં રાખવા લઈ જાય છે !

નૈનીતાલનિવાસનો એક બીજો પ્રસંગ પણ યાદ આવે છે. ચાંદની રાત હતી—અને અમે બે ત્રણ મિત્રો ફરવા નીકળ્યા હતા–ત્યારે ફરતાં ફરતાં, વૃક્ષોની છાયાગૂંથણીમાં ઢકાયલા એના ક્રિશ્ચિયન સ્મશાનમાં જઈ ચડયા. તે વખતે પણ જે નિગૂઢવાતાવરણ અનુભવેલું એ આજે યાદ આવે છે. એમાં એકાદ કબર ઉપરનો એક સુંદર લેખ તો યાદીમાં ઉતારી લીધેલો * નૈનીતાલની આસપાસના સુંદર પર્યટન સ્થળોમાં ભીમતાલને ગણી શકાય. તે નૈનીતાલથી અગિયાર માઈલ દૂર છે. ને ત્યાં જવાનો રસ્તો સુંદર છે.

કુદરતનાં સુંદર સ્થળો–એ કોઈ સુંદર

'Being dead yet speakth'. Not lost, but gone before.'

પુસ્તક કે સુંદર મંદિરની માફક—અમુક દૃષ્ટિકોણથી ને અમુક વાતાવરણમાં જ જોવાની વસ્તુઓ છે. એની નજીક જવા માટે પણ પૂર્વ તૈયારીની જરુર હોય છે ને તે તે સ્થળનું વિશિષ્ટ સૌન્દર્ય પકડવા માટે જુદીજુદી મનોહર શૈલી વડે એની આરાધના કરવાની હોય છે. એકનું એક સ્થળ જોવા તમે એકલા જાઓ—ને મિત્રોના સાથમાં જાઓ એમાં જુદી જ અસર પડે. અને એ રીતે એનું જીવન મૂલ્યાંકન પણ જુદું જ થાય. એક જોવું જોવું જ રહે: બીજું જોવું તમારા જીવનનો અંશ બની જાય.

ભીમતાલ જતાં રસ્તામાં એક જગ્યાએ બિકાનેર નરેશની કોઇ પુત્રી નામે ચાન્દ્રકુમારિકાની નાજુક આરસ સમાધિ આવે છે. એકાંતમાં ડુંગરાઓમાં, આવેલી એ સુંદર સમાધિ જોઈ ને, કુદરતી રીતે જ એમાં સૂતેલું કોઈ જાગી ન જાય એટલી શાંતિ રાખવાનું તમને મન થઇ આવે!

નૈનીતાલમાં સૌથી મનોહર જગ્યા 'લરિયાકાંટા' [લડ઼િયા કાંટા] ની છે. સૌથી ઉંચી જગ્યા તો ચીના [ ૮૫૬૮ ફુટ ] છે. પણ જેની ગોદમાં બેસીને સઘળું ભૂલી જવાનું મન થાય એ તો લડ઼િયા કાંટાના મનોહર મેદાન જેવી જગ્યાને કહી શકાય.

ત્યાં જતાં બે ત્રણ ઠેકાણે સુંદર વૃક્ષોની ઘાટી છાયાવાળા માર્ગ આવે છે : ને એક જગ્યાએ જઈ તમે એકલા ઉભા રહો—ને એક ઘડીભર શાંત બની જાઓ—તો આખું વન જાણે તમારા કાન પાસે આવીને કાંઈક કહી જાય છે—ને શું કહે છે એ ન સમજવાથી તમારી આતુરતા વધે છે. તમને લાગે કે આખું જંગલ કાંઇક વાત કરે છે—વનની ઘટામાંથી સ્પષ્ટ શબ્દો ચાલ્યા આવે છે—ને છતાં કોઇ બોલતું નથી, કોઈ દેખાતું નથી—કેવળ વનરાજિઓની પરંપરામાં ચાલી જતી મૂંગી મૂંગી પગદંડીઓ દેખાય છે ! દરેક પગદંડીને પોતાનું વ્યક્તિત્વ છે. દરેકનું નવું આકર્ષણ છે. દરેકને પોતાની મનોહર શૈલી છે. લીરીયાકાંટાનું મેદાન—ઠીક રીતે વિશાળ ગણી શકાય ને એ લીલી જાજમ પાથરેલું સુંદર ભરત ભરેલું વિશાળ વસ્ત્ર હોય—એટલું સ્વચ્છ ને સુંદર લાગે છે. નૈનીતાલના સપ્તશૃંગમાં એનું અનોખું જ વ્યક્તિત્વ છે. ને એ સપ્તશૃંગી ગિરિનગરની યાત્રા કરનારે એક વખત લડિયાકાંટાની મનોહર ભૂમિ તો જરૂર નિહાળવી : દરેક મનોહર ભૂમિને પોતાની અશ્રુ-કથા પણ હોય છે ને કોઈ ઘાસવાળીનો, આર્દ્ર-સ્વર, સામેના ડુંગરાની એકાદ પગદંડી ઉપરથી

પડઘા પાડતો ન સંભળાય ત્યાં સુધી લડિયા-કાંટાની મનોહર ફૂલગુંથણીમાં મન પરોવાઈ જશે. ઘાસવાળીનું કરુણ રૂદનગીત, ઘણું કરીને, મોહન અસીવાલા વિષે જ હશે: એ કરુણ ગીતની થોડી પંક્તિ આ પ્રમાણે છે.

* કિસ બજની વો, મોહના, કિસ બજની
તેરી બન્દાવાલી બંસી, મોહના કિસ બજની
તૂ નહી દિસદા વો, મોહના, તૂ નહીં દિસદા
મેરા પાઈબા પાઈયા લહુઆ, બોલ રૌજે રૂન્દા



દાગીવાળા

*મોહનના ભાઇઓએ ખૂન કરેલું—કોઇ અત્યાચારીને સજા કરવા-પણ તે સૌ બચરવાળા હતા, એટલે સૌથી નાનો સુંદર જુવાન મોહક મોહન એ ગુન્હો પોતે ઓઢી લઇ ફાંસી પર ચઢે છે ખરી રીતે આ સીમલાની આસપાસનું પહાડી ગીત છે

## લીલી નાઘેર

કેટલીક વાર આપણે વર્ણનો પરથી જે કાલ્પનિક ચિત્ર ધાર્યું હોય છે તેના કરતાં સાચું ચિત્ર તદ્દન જુદા જ પ્રકારનું નીકળે છે. તેમ જ કેટલીક વાર એકાદ દૃશ્ય જોયા પછી જે કલ્પનામૂર્તિ આપણા માનસમાં ઘડાય છે, તે કલ્પનામૂર્તિ, એ નું એ દૃશ્ય જો બીજીવાર જોવા મળે તો છૂટી છૂટી થઈને પવનમાં મળી જાય છે. બન્ને અનુભવ થયા છે. પહેલો અનુભવ નીલી નાઘેરમાં થયોઃ બીજો અનુભવ હિમાલયનાં એ નાં એ દૃશ્યો ફરી ફરી વાર જોવા જતાં ઘણી વખત થયો છે.

ચોરવાડનું સ્વરૂપ ધાર્યું હતું કાંઈ ને નીકળ્યું કાંઈ: જે પ્રદેશની આપણને માહિતી નથી હોતી તેમાં હમેશાં એક લાભ હોય છે કે તેના વિષે આપણે કાંઈ કલ્પના કરતા જ નથી. એટલે જે દૃશ્ય જોવા મળે તેમાં અકસ્માતનો આનંદ ભળે.

ચોરવાડને વનરાજિની પરંપરાથી ભરપુર, ઝરણાં ને ઝરાથી શોભિતું, ને ઠેર ઠેર પાનના માંડવાથી વિંટાયેલુ, એવું ધાર્યું હતું. એ કલ્પનામૂર્તિ હતી.

પરંતુ જે સાચી મૂર્તિ જોવા મળી તે તદ્દન જુદા જ પ્રકારની, અને ન ધારેલી એવી નીકળી પડી. નીલીકુંજાર જેવી લગભગ બસો વાડીથી ચારે તરફ વિંટાયેલુ ચોરવાડ ગામ પોતે પહેલી દૃષ્ટિએ તદ્દન શુષ્ક લાગે છેઃ ચોરવાડ રોડ સ્ટેશનથી લગભગ ચાર માઈલ સુધી મોટર કે ટપામાં આવો, એ રસ્તો પણ રળિયામણો નહિ લાગે. પરંતુ ચોરવાડમાં પેઠા, અને રત્નાકરનો મીઠો પવન, જાણે વાડીઓના વનમાંથી ગળાઈને આવતો હોય તેવો, એક વખત પીધો, એટલે તરત જ ચોરવાડનું જૂદું જ તરી આવતું વ્યક્તિત્વ દેખાશે : મુંબઈમાં ચોપાટીના પવનની લહેર આવે છે, પોરબંદરમાં રાજમહેલની પછવાડે માઈલોના માઈલ સુધી પથરાયેલા દરિયાની લેરખી લેવામાં આનંદ આવે છે : મદ્રાસનો દરિયા કિનારો તો નિહાળીને મધુર દર્દની મીઠાશ અનુભવાય છે : રામેશ્વર પાસે મળતા—જગન્નાથજીનો ને દ્વારકાંધીશનો—એવા બે સમુદ્રનો સંગમ અત્યંત મનોહારી છે. પરંતુ ક્યાંય, કેળાંનાં, આંબાનાં, પપૈયાનાં, અને બીજા અનેક વૃક્ષોનાં ઝૂંડમાંથી, ગળાઈ

ગળાઈને આવતો, તાજો, મધુર, ને ઠંડીની જુદી જ મીઠાશવાળો દરિયાનો પવન મળતો નથી. પવન એ ચોરવાડનું ખાસ વ્યક્તિત્વ છે. ચોરવાડથી બે માઈલ દૂર ત્રણે તરફ સમુદ્ર વિંટાયેલો છે. વચ્ચે થોડીક પથરાની ખાણોથી ભરેલી સુક્કી જમીન આવે છેઃ ને ચોરવાડને લગોલગ ચારે તરફ એવી તો સુંદર વાડીઓની ઘટા જામેલી છે કે આવા ભૂખરા રેતી ભરેલા પથરાની પડોશમાં, ને ખારા ખારા સાગરની પાણીની છોળોમાં, આટલો આ કકડો, કાંઈક જૂદી જ મીઠાશ બતાવી રહ્યો છે. બે માઈલ દૂર, જેને જોઈને તરસ્યાં પક્ષીઓ ઊના નિઃશ્વાસ મૂકે એવો સમુદ્ર, પોતાના પાણીની છોળો ઉડાડી રહ્યો છે; જ્યારે ચોરવાડની વાડીઓના પાણીની મીઠાશ અમૃત જેવી છે. જેમ ચિત્રકાર કાળી ભોં પર ધોળું ટપકું મૂકે, ને તે કાળા ને ધોળા, એવા વિરોધી રંગને લીધે વધારે રમણિય લાગે છે, તેમ મે'રામણ ને પથરાથી વિંટાયેલી આટલી ભોં પરસ્પર વિરોધી ભાવને લીધે, રમ્ય ચિત્ર જેવી બની જાય છે.

ચોરવાડની વસ્તી ચારેક હજાર માણસની: અને તેમાં અરધા ઉપરાંત તો કોળીઃ એટલે ઉજળું વર્ણ ત્રીજા ભાગનું. અહીંના કોળી ઘણાખરા ખેડુ-

તો જ છે. અને બાગાયત જમીન રહી, તથા વિઘોટી ઠરાવી દીધેલી, એટલે એ લોકો, વાડીઓમાં જે મોજ માણે છે તે ઘણાખરા કલમધરોને શરમાવે તેવી છે. જો કે એમની માન્યતા તો એવી છે કે "ભાઈ! કાંઈ વાણિયાના જેવો મજો થાયઃ ગાદીએ બેસવું ને લેખણે લખવું." પણ ખેડુતો લગભગ બધા ઠીક ઠીક સુખી છે.

પણ આ જાતવંત કોળીઓમાં—ખાસ કરીને સ્ત્રીઓમાં, અમુક પ્રકારનું એવું સૌન્દર્ય છે કે જે ઘણી વખત માત્ર પહાડી જાતોમાં જ મળી આવે છેઃ ગોરો અને ભીનો એવો વાન, મોટી મોહિનીભરેલી આંખોઃ નાનું નાક, અને પોથીથી રંગેલા દાંત. પહેરવેશ પણ જૂની અજંટા શૈલીનોઃ જો કે અજંટા શબ્દ, સમજ્યા વિના વાપરવાથી, પોતાનું તેજ ગુમાવતો જાય છેઃ પણ કેડે આસમાની રંગનું પહેરણુંઃ ઉપર ઘણું ખરૂં પીળારંગનું ઓઢણુંઃ હાથમાં રૂપાનાં સરેલીયાંઃ નાકમાં નથઃ ને પગે કડલીઃ આ જૂની શૈલી–જૂની છે એટલા માટે નહિ, પણ શરીરમાં ઠીક ઓપી નીકળે છે માટે–અજંટાશૈલી જેવી જ લાગે છે. અને એમાંનાં ઘણાં ખરાં પગમાં જે બંધ બેસતી કાંબી પહેરે છે તે આભૂષણ અંજટાનાં ચિત્રમાં નજરે પડે છે. ગમે તેમ, પણ કોળણોને

આ વેષ, ભીનાગોરા વાનમાં શોભે છે બહુ. અને આખું વાતાવરણ પણ એમાં સંવાદી સુર પુરે છે, એટલે અહીં વિસંવાદી એવું બહુ ઓછું લાગે છે: અને તેથી આખું ચિત્ર પોતાનું અનોખું વ્યક્તિત્વ જાળવી રહે છે.

ગઈ કાલે જ, અહીંના એક ઉત્સાહી અને આખા ગામમાં, પૈસા કરતાં પોતાની મીઠાશથી વધારે એકરૂપ થઈ ગયેલા, ભાઈ રતિલાલ પટેલ સાથે વાડીઓમાં ફરવા ગયેલા: ચોરવાડને પોતાનું ઘર માની બેઠેલા 'શારદા'ના તંત્રી રાયચુરા પણ સાથે હતા. ચોરવાડમાં આવનાર દરેક 'વડોવન' જોવા જાય છે. આંહીં દરેકે દરેક વાડીનાં નામ છે: વધુમાં એ કે, જેમ હિમાલયના જંગલોમાં, સરકાર દરેકે દરેક ઝાડ ઉપર નંબર મૂકી રાખે છે, ને પોતાનું વ્યાપારી માનસ બતાવે છે તેમ, આંહીં દરેકે દરેક વાડીમાં, આંબાની જુદી જાતનાં, જેમ કુટુંબોમાં છોકરાં હોય ને નામ પાડે, તેમ નામ પાડેલાં હોય છે: ઝાડ પ્રત્યે આ લોકોને અસાધારણ પ્રેમ છે: અને ઝાડ ઉપર જ એમનો ગુજારો હોવાથી, તેઓને ઝાડ પ્રત્યે ઘણી મમતા હોય એ સ્વાભાવિક છે. આંહીંના કેટલાક ઉત્સાહી કાર્યકર્તા પણ દરેકે દરેક પીપર ને વડની તપાસ રાખે

છે. ગમે તે પીપરને ઘણુ પડયા છે એ ખબર પડે કે તરત જ પોતાના ખર્ચથી મજુરી કરીને તેના કાણામાં ગોળનું પાણી રેડાવી, ઘણુને કીડીઓના સૈન્ય માર્ફત બહાર ખેંચાવી કાઢે ત્યારે જ જંપે. ' વડોવન ' એ એક વાડીનું નામ છેઃ પણ ત્યાં લગભગ ૯૦–૧૦૦ વર્ષનો એક વડ છે. એકસોને બાર વર્ષના થઈને હમણાં જ ગુજરી ગયેલા સુરા ડોસાના પિતા કિસા ડોસાએ તે લાવેલો. સુરા ડોસાના કુટુંબનાં નાનાં મોટાં સાઠ માણસો અત્યારે વડોવનમાં હયાત છે. આ વડ કાપવા માટે દેવીની મના છે. એટલે આ વડ વધતો જ જાય છે. ચાર વીઘાં જમીનમાં પથરાઈ રહેલો આ વિશાળ વડ, જમીનને ઘાટી છાયાથી છાઈ રહ્યો છે. કબીરવડ જોવામાં આવ્યો નથી, પણ કલકત્તાની ઈડન ગાર્ડનનો વિશાળ વડ, ને મદ્રાસ પાસે અડ્યારનો વડ, બન્ને જોયેલા છે, તેના પ્રમાણમાં પણ આ વડ, ઘણો વિશાળ લાગે છે.

આપણા જીવનમાં વિસંવાદ ઘર કરતો જાય છે, ત્યારે આ વાડીઓમાં ગળાતું સંવાદી જીવન આપણને સુંદર લાગેઃ આપણે કલા વિષે ભાષણ કરીને કે સભા સ્થાપીને, ધગશથી કે પછી ધમાલ કરવાની ખાતર, આપણા જીવનમાં જેનો સ્પર્શ

પણ નહિ, જેને માટે લાગણીની તન્મયતા પણ સેવેલી નહિ, એવા અનેક વિસંવાદી સુરો ઉછાળી રહ્યા છીએ: જ્યારે ટાઢે છાંયડે રેંટ ચલાવતા આ કોળીઓના જીવનમાં સંવાદ માલુમ પડે છે: એનો પહેરવેશ જીવનને અનુરૂપ: એના દુહા ટાઢા છાંયડાને અનુરૂપ: રેંટમાં વાપરવાની નાની માટલીઓ, અને માળવેલનું દોરડું, એમનાં ઘર પર કરેલાં ગેરૂનાં ચિત્રામણ, ખાટલા, રાચરચીલું, બધામાંથી એક જ સ્વર છૂટે: દિવાનખાનામાં એક ખુરશી ઇગ્લીશ ઢબની: ઢોલીઓ દેશી ઢબનો: ચાકળો જૂની શૈલીનો: તો ટાંગેલાં ચિત્રો ઇંગ્લાંડની ગાયોનાં: એવા એવા અનેક ભિન્ન ભિન્ન સ્વરોથી આપણાં ઘરોમાં જે ઘોંઘાટ–શબ્દોનો નહિ પણ વાતાવરણનો–જામે છે, તેવું કાંઈ આ વાડીઓમાં ન દેખાય, એટલે આપણને વાતાવરણમાં એક પ્રકારની મોહકતા લાગ્યા જ કરે. એક વાડીમાંથી બીજીમાં ને બીજીમાંથી ત્રીજીમાં, એમ તમે અસંખ્ય વાડીઓમાં ફરી શકો. જેમ જુનાગઢમાં એક બગિચામાંથી બીજામાં, બીજામાંથી ત્રીજામાં એમ ફરી શકાય તેવી રચના છે તેમ. ઠેર ઠેર આંબાનાં ઝાડ નીચે છોકરાં રમતાં હોય: રેંટ પર દુહા લલકારાતા હોય: મોર ને

કોયલ બોલી રહ્યાં હોય: ને આસટીયામાંથી તાજી તાજી સુગંધ ચાલી આવતી હોય. ચોરવાડમાં આવનારે આ માનવદર્શન ચુકવા જેવું નથીઃ આ બધી વાડીઓમાં ફરતાં એને તડકાનાં તો દર્શન પણ થાય નહિ. બે વાડીની વચ્ચે જ્યાં ગાડા મારગ હોય ત્યાં કઠણમાં કઠણ પત્થર દેખાતો હોય, અને છતાં એની બાજુમાં જ બન્ને તરફ ઘેઘુર ઝાડવાં ઝૂકી રહ્યાં હોય.

ચોરવાડથી બે માઈલ દૂર દરિયો છે ત્યાં જતાં રસ્તામાં એક 'ઝુંડ' નામની જગ્યા આવે છે. લોકકથા છે કે આ જગ્યાએ અસલ મોટું વન હતું. ત્યાં હમણાં તો થોડાંક વૃદ્ધ વૃક્ષો ઉભાં છે પણ ચોરવાડમાંથી, વ્યાપારાર્થે મુંબઈ વસતા કેટલાક કાર્યકર્તાઓ તથા શ્રી. રાયચુરા વગેરે આ સ્થળને સુંદર બનાવવા માટે નવાં નવાં ઝાડો રોપાવી રહ્યા છે. રા. જયકૃષ્ણ ભાઈએ આ જૂનાં ઝાડો જોયાં છે અને તેમના મતે એ લગભગ છસોથી નવસો વર્ષનાં જૂનાં લાગ્યાં છે. ત્યાં ચોરવાડી માતાનું મંદિર છે. મંદિરનું શિલ્પકામ સોલંકી સમયની ઘાટીનું જણાય છે. સંવત ૧૪૪૫ની સાલનો ઉલ્લેખ કરતો એક પાળીઓ ત્યાં છે. એટલે ૧૪૪૫ પહેલાંનું આ મંદિર છે એ ચોક્કસ. ઐતિહાસિક

દૃષ્ટિએ ચોરવાડ અતિ મહત્ત્વનું સ્થળ છે./ મંદિર પાસેના જંગલમાં ઘણી જુની વાવો હજુ હયાત છે. તેમ જ ચોરવાડમાં જ નાગનાથના મંદિરમાં એક શિલાલેખ છે તે મૂળરાજ વાઘેલાના સમયનો છે. મૂળરાજ વાઘેલો ગીરમાં ખોરાસાનો રાજા જણાય છે. તેણે સૂર્ય મંદિર બંધાવ્યાની સાલ તેમાં આપી છે. * ચોરવાડ વિષે ઐતિહાસિક માહિતી મેળવવા માટે, કોઈએ સમય કાઢવા જેવું છે. હાલ તો

ચોરવાડ વિષે નીચે પ્રમાણે લેખો પ્રસિદ્ધ થયા છે.

* New Indian Antiquary Vol. I. No. 12 March 1939 ના અંકમાં શ્રી. ડી. બી. ડીસ્કલકરનો આ સંબંધે લેખ આવેલ છે. તે પ્રમાણે માગરોળની સોઢડી વાવમાં સંવત ૧૩૭૫ પોષ શુદિ ૧૫ નો લેખ છે. તેમ જ મૂળ ચોરવાડ માથી લાવી આહી મૂકેલો એક બીજો લેખ પણ સંવત ૧૨૦૨ નો છે. તેમા મહિપાલદેવ-જૂનામઢના રા' વિષે ઉલ્લેખ છે. ચોરવાડમા નાગનાથના મંદિરના પાળિયા વિષે શ્રી. ડીસ્કલકર લખે છે કે, ત્યા આવેલો પાળિયો ઘણો મોટો છે. ચોરૂઆડ-ના રક્ષણ માટે ૩૬ સૈનિકો સહિત પાથાક નામે ચુડાસમા રજપૂતના વીરમરણનો એમા ઉલ્લેખ છે. તેની પત્ની પટરસી ત્યા સતી થઈ છે. મંદિરનો લેખ મકવાણા ક્ષત્રિયકુળનો ઉલ્લેખ કરે છે. તેમા ક્ષુણિગ પ્રતાપી રાજા થયો તે મારવાડમાથી સૌરાષ્ટ્રમા આવેલો. તેનો પુત્ર ભીમસિંહ-ભીમસિંહનો લાવણ્યપાલ-તેના ત્રણ પુત્ર લક્ષ્મસિંહ, લખણપાલ ને લક્ષ. લક્ષ્મસિંહ જુનાગઢ યુદ્ધમા પડયો. તેનો રાજસિંહ તે બેટ શંખોદ્ધારના લડાઈમા કામ આવ્યો.

પડે છે. રજોધર્મમાં આવેલી સ્ત્રીને ત્યાં જવાની સખ્ત મના છે. મેલું કે ગંદુ પાણી પાનવેલમાં પીવરાવતા નથી. અને સત્ય હોય કે માત્ર વહેમ હોય, પણ આટલી ચોકખાઈ નથી રખાતી તો વેલ ઉઝરતી નથી એવી માન્યતા પ્રચલિત છે.

ચોરવાડની કોળણોના રાસડા વખણાય છે. પણ નાઘેરમાં બીજા ઘણાં ગામો છે કે જ્યાં આ રાસડાને ટક્કર મારે તેવા સુદર રાસડા ગવાય છે. ઘેર એટલે કાઠાળ નાઘેર એટલે લીલો. ઘેર ને નાઘેર પ્રદેશ આખો બહુ જ સુંદર છે એમ અનુભવીઓ કહે છે.

ચોરવાડથી થોડે દૂર 'મેગળ' નદીને કાંઠે, 'વિસ્સુવેલ' નામે ગામડું છે. વિસ્સુવેલનું શુદ્ધ નામ વિષ્ણુવેલ છે. ત્યાં દધીચિઋષિનો આશ્રમ ઘણા જૂના વખતમાં હતો એવી માન્યતા છે. અત્યારે તો ત્યાં નદીનો વળાંક બહુ મજાનો છે. ને વાંસજાળ પાણી ઉંડાં છે. ત્યાંના મંદિરમાં એક જૂનું શિવલિંગ છે, તે પથ્થર એવો હલકો છે કે પાણીમાં તરે છે. દ્વારકાંથી સોમનાથ સુધી મોટો રાજમાર્ગ હશે એ વિષે શંકા નથીઃ અને યાત્રાળુઓ આ રાજ-માર્ગનો ઉપયોગ કરતા હશે તેમ લાગે છે. એવા કેટલાક ઘસાઈ ગયેલા ગાડાચીલા—આ ગાડાચીલા એટલે પથ્થરમાં પડેલા ચીલા સમજવાના છે—

જંગલમાં દેખાય છે ને ઠેર ઠેર આવતી વાવો પણ એ જ બતાવે છે.

અહીંથી થોડે દૂર ઘોળીઆઈની વાવ કહેવાય છે. અત્યારે તો તદ્દન ખંડિત અવસ્થામાં છે. પણ રા' ગ્રહરિપુના વખતમાં ત્યાં સાત અવેડા હતા : અને ચારણોના નેસ હતા. ઘોળીઆઈ એક પવિત્ર ચારણબાઈ હતા, તેની પ્રસિદ્ધ વાત 'ગુજરાતીના' દિવાળીના એક અંકમાં શ્રી. રાયસુરાએ લખી હતી. વાવનું કેટલુંક સમારકામ આવા કામમાં રસ લેતા આંહીંના એક ગૃહસ્થ વિઠ્ઠલદાસ ધરમશીએ કરાવ્યું છે. નાગનાથના મંદિરનાં દ્વાર પાસે પણ એક પાળિયા જેવો લાંબો પથ્થર છે પણ તે લેખના અક્ષરો તદ્દન ભુંસાઈ ગયા છે.

સ્વર્ગસ્થ અમૃતલાલ પઢીયાર પાસે રહીને તૈયાર થયેલ ઉકો નામનો એક વૃદ્ધ ઢેઢ છે તેણે કહ્યું કે કાંઠીમાં કેટલીક જગ્યાએ વાવો છે, ને અમૃતલાલભાઈ એ તરફ ખૂબ ફરતા. ઉકો કાંઈક વનસ્પતિનું સારૂં જ્ઞાન ધરાવે છે ને સ્વર્ગસ્થ પઢીયારે તેને એ કામ માટે તૈયાર પણ કરેલો. હજી એ વનસ્પતિઓના ગુણદોષ જાણી શકે છે.

આજે સાંજે ઝુંડમાં એક મિજબાની જેવું હતું, તેમાં જવાનું થયું. પણ ત્યાં, કોળણોના

રાસડા સાંભળવાનો અકસ્માત જોગ થઈ ગયો. આ કોળણોની ભાષામાં એક પ્રકારની મીઠાશ છે. એ મીઠાશ 'ટુંકાણ'ની છે. 'નથી'નું 'નથ' કરતી વખતે, એ સ્ત્રીઓ શબ્દને કાંઈક એવી રીતે ટૂંકાવે છે કે તેમના મોંમાં એ મીઠાશ ઉપજાવે છે/અને એ મીઠાશને તમે કોઈપણ રીતે ભાષામાં વ્યક્ત કરી શકો નહિ. 'નથી' નું 'નથ' બોલવાની લઢણ એમની પોતાની હોઈ, એમનું અનુકરણ કરતાં તો કેવળ ગ્રામ્યતા જ આવી જાય છે. પીળા, ગુલાબી, ને લીલા ત્રિરંગી કાપડામાં, આસ્માની ને પીળા પહેરવેશમાં, પોતાના જીવનને અનુરૂપ રાસડા ગાવામાં, સાચે જ આ સ્ત્રીઓને, એક લોકગીતમાં દર્શાવ્યાં છે તેવો,

મા, મારો કુલફટાકનો ઘાઘરો,
ફરતી દાબોટાની કોર,
રાસડે રમ્મત ચડી રે લોલ !
મા, મારો સસરો તે આણે આવીયા,
મા, મારાં આણુલાં પાછાં વળાવ,
રાસડે રમ્મત ચડી રે લોલ !

આનંદ આવે છે. મદ્રાસમાં, ઘેરઘેર સવારે ભિક્ષાર્થે આવનારને ગાતાં સાંભળેલ ત્યારે એ સંગીતપ્રિય પ્રાંત માટે માન થયું હતું. મ્હૈસુર તો

સંગીતભૂમિ જ છે. કાઠિયાવાડમાં ઘેરઘેર શ્રીજીવનમાં સંગીત વણાઈ ગયું છે એ જોતાં કાઠિયાવાડને સંગીતભૂમિ જ કહી શકાય. હમણાં જ ખબર પડી કે ચોરવાડમાં ગોપીચંદના ભજન ગાવાવાળો એક માણસ રહે છે. એને મોંએથી તો નહીં, પણ એક મીરને મોંએથી એ જાતનું ભજન સાંભળ્યું: આ રહ્યું એ ભજન.

આ...જ મારી નગરીનો રાજા, ગોપીચંદ બાવો બન જા...ય
આ...જ મારી શેરીનો સરદાર, ગોપીચંદ બાવો બન જાય...
ખેતર હોય તો ખેડી...એ, ડુંગર ખેડયા કેમ જાય,
આ...જ મારી નણદલનો વીરો, ગોપીચંદ બાવો બનં જાય.
કુવા હોય તો તાગીએ, સમદર તાગ્યા કેમ જાય,
આ...જ મારી બાઈજીનો બેટો, ગોપીચંદ બાવો બન જાય.
પોપટ હોય તો પાળીએ, જોબન પાળ્યાં કેમ જાય,
આ...જ મારી નણદલનો વીરો, ગોપીચંદ બાવો બન જાય.

આ અને આવાં બીજાં બાવન ભજન આંહીંનો કીસો કોળી બોલે છે. ને તેમાંનાં ઘણાંખરાં શ્રી. રાયચુરાએ ઉતારી લીધાં છે.

મીરે, બહારવટીઆ રામવાળાનો એક રાસડો પણ ફક્કડ કહ્યો. અને પછી તો પાસે ઉકડો રણારી બેઠો હતો તેને પણ તાન ચડયું એટલે એણે એક બહુ અર્થપૂર્ણ ને સરકાર પર કટાક્ષ મારતો દોહો કહ્યો.

'અંગરેજ તું'માં અકલ નહિ,
જો વાળાને તેડાવ્યો હત વેલાત
તો જરમર વાળી જાત,
રેવા દેત નહિ રાંમડો.'

પ્રખ્યાત બહાવટીઆ રામાવાળા વિષે આ દૂહો છે. પણ શૌર્યને હણી નાખવાની—ને ન સાચવવાની શ્રીમંત જેવી સરકારી ઇચ્છા પર—એમાં કેટલો સાચો કટાક્ષ ભર્યો છે.

આવી રીતે ચોરવાડ ખાસ કરીને 'નીલી નાઘેર'નુ લોકગીત પ્રસિદ્ધ થયા પછી—કલ્પનાનું ચિત્ર બનતું જાય છે—ત્યારે સંવત ૧૪૪૫ના લેખ પરથી, તેમ કાંઠીમાં આવેલી કેટલીક અપ્રસિદ્ધ વાવોથી, ને તેમાં હજી મળી આવતા કેટલાક સિક્કા પરથી, ને સુરજદેવળના ઉલ્લેખ પરથી આ સ્થળ ઐતિહાસિક પણ છે, એટલું નવું આકર્ષણ તેમાં ઉમેરાય છે. દીવ ચાંચીઆનું મથક હતું તે પ્રસિદ્ધ છે. ચોરવાડ પાસે પણ પહેલાં ચાંચીયા રહેતા.

સોલંકીઓએ—ખાસ કરીને મૂળરાજે ગ્રહ રિપુને આ ચાંચીઆઓને વશ રાખવા મોટો બનાવ્યો હતો એવો દ્વયાશ્રયમાં [૨ : ૫૯] આવેલો ઉલ્લેખ ધ્યાન રાખવા જેવો છે.

ચોરવાડની કુદરતમાં પોતાનું જ વ્યક્તિત્વ

રહેલું છે એ ભૂલવું ન જોઈએ. વાડીઓમાં ફર્યા વિના એના જીવનની મીઠાશ અનુભવાય જ નહિ. એટલે આ લોકભાષામાં સચવાયેલા વર્ણનમાં હૂબહૂ ચિત્ર જ ખડું થાય છે.

વાળા ઠાકોર ને આમવન, નાર પદ્મણી ઘેર,
રેંટ ખટુકે વાડીએ *ભોં લીલી નાઘેર.
પાન પપૈયા પાકતાં, પવન પાણીની લે'ર,
લીલી લીલી વેલડી, લીલી છમ નાઘેર.

## ગીરનું દર્શન

ઘેલી થામાં હાથણી, પો'ળાં દેખી પન;
ગજ હિલોળા જિ ખમે, ઇ તો ગાંડી ગીરનાં વન.

**તા.** ૬ ઠ્ઠી જુન ગુરૂવારે સવારે ચોરવાડથી ગીરનું જંગલ જોવા માટે નીકળ્યા ત્યારે તો ખ્યાલ પણ ન હતો, કે બે દિવસના ગાળામાં 'શેવરોલેટ ટ્રક'ની ઉડતી મુસાફરી અમને લગભગ સવાસો દોઢસો માઈલ જેટલો ગીરનો આંતર પ્રદેશ દેખાડી દેશે. આઠ જણના કાફલામાં સૌના અંતરમાં એક જ ઈચ્છા હતી કે–'જો સિંહ દેખાઈ જાય!'–અલબત્ત અમે મોટરમાં સહીસલામત બેઠા હોઈએ ને ઠીક ઠીક છેટે હોઈએ એવી રીતે. પાણીકોઠા સ્ટેશનથી નવીજાવંત્રી ગયા. માત્ર બે દિવસ પહેલાં રાતે એ ગામમાં એક સાથે ચાર સિંહ આવેલા ને એકાદ ગાયને મારી પણ નાખેલી. પરંતુ અમને તો ગીરનું ઘાડું જંગલ જ જોવા

મળ્યું. આ મુસાફરી થઈ તે કેવળ ઉડતી નજર નાખવા પૂરતી જ–પણ કેટલાંક રમણીય સ્થળો તો હરહમેશ સ્મૃતિમાં રહી જાય તેવાં જોવાનાં મળ્યાં.

પાણીકોઠા સ્ટેશને ઉતર્યા કે તરત જ ત્યાં નવી રેલ્વે લાઈન તૈયાર કરતા કોન્ટ્રાકટર રા. દામજીભાઈ, અમને લેવા માટે પોતે જ હાજર થયા હતા.

બેઠી દડીના, હિંદુસ્થાન પરની રેલ્વે લાઇનના પાંત્રીસ વર્ષના અનુભવથી વ્યવહાર નિપુણ બનેલા, આ ગૃહસ્થના દેખાવે, ઉમરની બાબતમાં અમને ભૂલાવામાં નાખેલા. પાંત્રીસ ચાલીસનું વય લાગે એવું સશક્ત સ્ફુર્તિવાળું શરીર, ખરી રીતે અઠાવન-સાઠની આસપાસ પહોંચી ગયેલ હતું એ ખબર તો પછીથી પડી. અને વધુમાં એમણે આપેલી એક ચાવી પણ મળીઃ સાદો ખોરાક, કામ કામ ને કામ, દુનિયાનો પૂરો અનુભવ છતાં કડવાશ નહિ, ચા બીડી તમાકુ વ્યસન માત્ર હરામ, સીનેમા, નાટક બિલકુલ નહિ—આવી રીતે એમણે શરીર જાળવ્યું છે. આંખે ચશ્માં નહિ. દાંત સઘળા મજબૂત તીક્ષ્ણ. અને હિંદુસ્થાનભરની અનેક ભાષાઓ પર કામ પૂરતો કાબુ–અમને ચોપડીમગ્ન લોકોને—આ વ્યવહાર નિપુણતા ખૂબ આકર્ષક લાગી. સીમલાથી

કન્યાકુમારી સુધીની, સઘળી રેલ્વે લાઈનો પર ને કચ્છથી આસામ સુધી, શ. દામજીભાઈએ એક કે બીજે પ્રસંગે કામ કરેલું. એમને મજૂરો સાથે કામ લેવાનું હોવાથી, સઘળી ચલણી ભાષાનો અનુભવ થઈ ગયો હતો. દામજીભાઈને ત્યાં જમવાનું પતાવીને લગભગ દોઢ વાગે ગીરનું જંગલ જોવા ઉપડયા. જાનવડલાનો નેસ જોવાનો અમારો વિચાર હતો. વળી એક સાધુ પુરુષ-શ્યામસુંદરજી મહારાજ- આસપાસના જંગલમાં રહે છે તે સ્થાન પણ સાથે સાથે જોઈ લેવાનું હતું. જેમ જેમ દૂર જતા ગયા, તેમ તેમ જંગલ વધારે ને વધારે ગાઢ બનતું ગયું. હજારો જાતનાં વિવિધ વૃક્ષોથી આખું જંગલ શોભી રહ્યું છે. સાગ, પલાશ, બાવળ, પારસ પીપળો, જાંબુડો, આમળાં, રાયણ, વગેરે પરિચિત વૃક્ષો તો હતાં, પણ એટલાં બધાં અપરિચિત જુદાં જુદાં વૃક્ષો આવતાં હતાં કે, ઝપાટાબંધ જતી મોટર અત્યારે અળખામણી લાગી.\એક પણ ઝાડની નીચે ઉભા રહેવાની તક ન હતી. એક પણ નવું ઝાડ ઓળખાય એવી શક્તિ ન હતી. અને એક પણ પગલું એકલાં ચાલી શકાય તેવી પરિસ્થિતિ ન હતી. કારણ કે સાધારણ કેડીમાર્ગથી કે ગાડા-માર્ગથી પચાસ કદમ જ દૂર ભારે ઘાડી ઝાડીમાં

કોઈ સ્થળ એકાદ વનરાજને પોતાની કદમ્બછાયામાં છૂપાવી રહ્યું હશે એવી ભીતિ તો હાજર હતી જ. હરઘડીએ કાફલામાંથી 'સંભાલીએ !' ની બૂમ તો પડતી જ હતી. કારણ કે મોટરની બાજુમાં પણ જો હાથ રહી ગયો—ટેકા માટે–તો તે બાવળ બાખરા કે સાગની ડાળીમાં ભરાયો જ છે ! જરાક વધારે પડતું માથું ઉંચક્યું કે ઉપરથી ટોપી ડાળીમાં ઉંચકાઈ ગઈ જ છે ! નીચે નમવામાં જરાક આળસ બતાવ્યું કે તડાક માથામાં ડાળી ચોટી જ છે. કાફલામાં આ પ્રસંગે સાથે આવેલા એક રમુજી ગૃહસ્થ જેને સૌ 'બાબુસા'બ' કહેતા તે આખે રસ્તે ગમ્મત કરાવી રહ્યા હતા. દર પાંચ મિનિટે એકાદ રમુજી ટૂચકો લગાવી દેતા. અને એમના ખાસહિંદીમાં એ રમુજી ટૂચકો વધારે રમુજી બની રહેતો. " અરે સા'બ ! આપલોગ સાધુકે દર્શનકે લીયે જા રહે હો, ઉસ લીયે મેં ભી એક સાધુકી અચ્છી વાત કરતા હૂં વો સૂનીયે. ઐસા હૂઆ કી એક થા સાધુ, ઔર એક થા ઉસકા ચેલા. ચેલા સવાલ કરતે હય 'ગુરુ મહારાજ ! દૂધ મેં મલાઇ જમા હૂઇ હય, તો વો મેં એક તરફ છોડ દેતા હૂં ફીર આપકે લીયે દૂધ લાતા હૂં.' ગુરુ કહતે હયઃ

'અયે ચેલા! અપને સાધુ લોક કે લીયે કયા મલાઇ ઓર કયા દૂધ? ઈસકા ભેદ ભાવ નહિં ચહીયે. મલાઈકુભી દૂધમેં રકખો, ઓર દૂધ લાઓ!'

'દૂસરીવાત સૂનાઉં જનાબ?'. . બાણુસાહેબ પૂછે છે પણ એટલામાં તો એ બિચારા એકદમ બૂમ પાડી ઉઠયા, 'અરે! હમેરી સોટી ગીર ગઈ! દોડો દોડો પૂંજા દોડો!' પૂંજો સીદીનો છોકરો હતો. શરીર ખડતલ ને કાળું અબનુસ જેવું. તે એકદમ નીચે ઉતરીને દોડયો; પણ એ તો ભાઈ પૂંજો—એને બીજી ગતાગમ નહિ, જંગલમાં રસ્તા ઉપર દોડયે જ ગયો. પોતે સોટી લેવા માટે દોડે છે એ તો પુંજો ભૂલી જ ગયો. એ તો રસ્તા ઉપર દોડયે જ ગયો. પૂંજાનું આ પરાક્રમ જોઈને ગીરમાં જાંબુર નામે એક ગામે અમે ગયા હતા તે સાંભર્યું.

આખું ગામ સીદીઓથી વસેલું છે. એકાદ વેપારી છે, તે, પાસે બીજું ગામ માધુપુર છે ત્યાં રહે છે. બન્ને ગામની વચ્ચે નદી વહે છે ને સુદર આંબાવાડિયું આવેલું છે. જાંબુરમાં પડી ગયેલાં ખંડેરો વચ્ચે થઈને અમને શ્રી. હરખચંદ દોરી રહ્યા હતા, ત્યારે જાદુ આવ્યુ હોય તેમ બારણે બારણે, સીદીનાં છોકરાં ને બૈરાં ઉભાં–રહી–ગયાં

હતાં. એટલામાં અચાનક એક સવાલ થઈ ગયો: ‘આંહી કોઈ ભણેલ તો નહિ હોય કે?’ વૃદ્ધ સીદણ ડોશીમાએ આ સાંભળીને પોતે જ જવાબ દીધો ‘ના ના આંહી કોઈ ભણેલ ન મળે. રૂપિયાના પૈસા ગણુતા ય કોઈને આવડે નહિ.’ પૂજાને દોડતો જોઈને એ પ્રસંગ સાભર્યો. પૂજાએ ધાર્યું હશે કે બાબુસાહેબની લાકડી મોટી હોવી જોઇએ. એમના જેવા મોટા માણસની લકડી કેવી હોય એ એના ખ્યાલમાં નહિ, એટલે એણે તો મોટી–મોટી ધારી હશે. એ તો દોડયે જ ગયો. પાછળ બાબુસાહેબ તો બૂમ પાડતા રહ્યા કે, એ પૂંજા! સોટી તો આંહી પાસે જ પડી છે પણ પૂજો તો ન પાછો ફર્યો કે ન લાકડી લાવ્યો અંતે મોટર ડ્રાઈવર ઈબ્રાહિમ ગયો ને બાબુસા’બની સોટી લઈ આવ્યો—નાનકડી નેતરની, પાતળી, જરાક ચામડું જડેલી મોટી–બીદીભાઈ પૂજા આ કારીગરીમા શું સમજે?

પાછી મોટર ઉપડી. રસ્તામા નેસ દેખાવા લાગ્યા. જાબુડા, રાયણ, આંબા, વડલા અને પલાશથી બન્ને કાંઠે ભરચક વોકળા ને નદીઓ દેખાવા લાગી. કેટલીક જગ્યાઓ દિવસે ઉભા રહેતા પણ કાળજુ કામ ન કરે તેવી ભયંકર હતી. જ્યાં કાંટી

આવે ત્યાં તો જીવ કાળજામાં રાખીને જ બેસવાનું –જાણે અણીવાળા નાના નાના અસંખ્ય પથરાઓની બનેલી અણીયાળી જમીન ઉપર થઈને મોટરને જવાનું. આવો રસ્તો તે કાંટી. જરાક ભૂલ થઈ કે શયતાની ચરખો અટકી જ બેસે ને અટકી તો બેસે પણ બેસનારા ત્યાં નીચે ઉતરીને નજર ફેરવે તો મોટી બોયાણુ ઘાતરવાડી જેવી નદીઓની ઘટાટોપ વનરાજિ જોઈને જ દિઙમૂઢ બની જાય.

રસ્તો કાપતાં કાપતાં અંતે સાધુ મહારાજની ગુફાએ પહોંચ્યા. શ્યામસુંદર મહારાજ પોતે ન હતા. પણ બીજા એક બે સાધુ ને એક ચારણુ એટલા બેઠા હતા. ગુફા કાંઈ ખાસ આકર્ષક ન હતી. તેમજ સાધુમહારાજ પોતે તો હતા નહિ, એટલે અમે તરત પાછા ફર્યા.

પાછા ફરીને જાનવાડાને નેસે ગયા. નેસ વિષે પહેલાં તો કાંઈ ખ્યાલ જ નહિ. ખરુ, રાંસ એવું એવું ઘાસ છાઈને બેચાર ઝુંપડાં ચારણુ રબારીઓએ બનાવ્યાં હતાં.

ઘાસનાં ઝુપડાં બાંધી જંગલના એકાંતમાં પોતાનો જાનમાલ લઈને પડેલા ચારણુ રબારીઓનું એકાકી જીવન, પ્રથમ દૃષ્ટિએ તો રસભર્યું ને આકર્ષક લાગે. ચોમાસાના સાધારણુ વરસાદમાં પણ જેવો

તેવો આશ્રય આપી શકે એવા આ ઝુંપડામાં જ 'જીવન-સર્વસ્વ' સંગ્રહીને બેઠેલા લોકોની સાહસિક હિમ્મત માટે આશ્ચર્ય પણ થાય. પરંતુ એ જંગલનું જીવન જેટલું આકર્ષક લાગે છે એટલું સહેલું નથી. સિંહ, વાઘ ને દીપડાની વાતો જ્યારે ભણેલા લોકો કાઢે છે, ત્યારે હમેશાં બનતા બનાવ પ્રત્યે જેવી ઉપેક્ષા વૃત્તિ હોય તેવી ઉપેક્ષા વૃત્તિથી આ લોકો જવાબ આપે છેઃ ' આવે છે. એ....ને આ નાળામાં પડયો હશે. આંહીં ફરતો હોય. હમેશનું થયું.' અને એટલી ઉપેક્ષા છતાં ચોકીમાં એક જરાક જેટલી ગફલત થઈ કે જાનવર આડું અવળું થયું કે સિંહ મારણ કરવા પડયો જ છે. વળી આટલી જોખમકારી મહેનત છતાં, એક પણ નેસ એવો ભાગ્યે જ હશે કે જે કરજથી મુક્ત હોય. એમના રીતરિવાજ, નાતવરા, એ સઘળું ધ્યાનમાં લીધા પછી, આ સ્થિતિ માટે એમનું અજ્ઞાન મોટે અંશે જવાબદાર છે. ખરી વાત એ છે કે નેસવાળાને ભણેલા પાસેથી ઘણું મળે તેમ છે. ભણેલાને નેસવાળા પાસેથી કેટલું ય નવું જાણવાનું મળે. એ સમન્વય સાધવાનો પ્રશ્ન એ જ ખરી રીતે કેળવણીનો પ્રશ્ન છે. બાદશાહની સાથે જેમની સરખામણી લોકોના હૈયામાં વસી રહી છે તે શાહ—સોદાગર—વેપારી-

ઓ, આજના જમાનામાં પોતાની વ્યાપારનીતિને નવી પદ્ધતિથી વધુ પ્રજાપ્રિય અને કાંઈક અંશે સૌની સમૃદ્ધ અવસ્થા સાચવવામાં કારણભૂત એવી બનાવે તો સામાન્ય માણસોને ઘણી રાહત મળે; એટલું જ નહિ ગામડાંઓને તો આ પોતાનો સાહુકાર 'બેંકીંગ' ની જેટલી સગવડ આપે છે તેટલી બીજી કોઈ રીતે મેળવવી શકય નથી. એ સ્થિતિમાં મહાજન મંડળોએ પોતાના લાભને માટે પણ વ્યાજ વટંતર ને વ્યાપારમાં કાંઈક નૈતિક વ્યવસ્થિત રચના કરવી જરૂરી છે.

જાનવાડેથી પાછા ફર્યા ત્યારે ઠીક ઠીક મોડું થયુ હતું. રસ્તામાં એક જગ્યાએ સુવરનું ટોળું મળ્યું. સાંજરે ઉતારે ગયા અને જમ્યા પછી રાયચુરાની લોકવાર્તા શરૂ થઈ. મોડેથી સુવા ગયા ત્યારે સવારે ચાર વાગે ઉઠવાનું નક્કી કર્યું હતું, કારણ કે બીજા દિવસનો કાર્યક્રમ સાંગોપાંગ પાર ઉતરવો મુશ્કેલ હતો.

સવારે ચાર થયા ત્યાં એક પછી એક ઉઠવાની શરૂઆત થઈ. પણ ઈબ્રાહિમે મોટર ચાલુ કરી તે વખતે લગભગ છ થયા હતા. રસ્તામાં ડૉ. રઘુનાથ ગંગારામ કઠમ મળ્યા. પાછા ફરતાં એમને ત્યાં ઉતારો કરવો એવું અમારી પાસેથી વચન લઈ તે

ધાંટવડ જવા રવાના થયા. ડૉ. કદમે કેટલીક સુંદર નવલિકાઓ લખી છે. અને શિકાર વિષેનું તેમનું પ્રાણીજ્ઞાન ઘણા અનુભવ ને અંતે પ્રાપ્ત થયેલું હોઈ જાણવા જેવું છે.

રસ્તો વટાવતા ને એક પછી એક ગામડાં મૂકતા ચાલ્યા. વચ્ચે મેદાન આવે, કાંઠાળ પ્રદેશ હોય ત્યાં તો ઝાડી નામ માત્રની હતી. પણ રસ્તો એવો સરસ હતો કે બેસવામાં જરા જેટલી ભૂલ થાય કે વાંસો મોટર સાથે ભટકાયો જ છે. સુભાગ્યે નીચે ગાદલાં ને પડખે તકીયાની ગોઠવણ પહેલેથી જ કરેલી હતી, નહિતર આ રસ્તા પર બે ચાર વખત મોટર સાથે શરીર અફળાય તો અંગભંગનું નૃત્ય થઈ જાય તેવું હતું. ત્રિભંગી કલા તો મોટરમાં બેસવા માટે સૌને સિદ્ધ કરવી પડી હતી. સવારે રવાના થયા ત્યારે જ બાબુસાહેબે કહેલું કે 'અચ્છા, સા'બ, 'One day simple imprisonment' હો જાયગી.'

રસ્તામાં દ્રોણગામ આવ્યું. ત્યાં મછુંદરી નદીનો પ્રદેશ ઘણો રમણીય છે, ને કિનારે કિનારે લાંબે સુધી જંગલ ફેલાયલું છે. તેમાં ચાલી જતી નાની સુંદર કેડી તો જાણે આગળ વધવાની આપણને ઇશારત કરતી હોય તેવી લાગે છે. મછુંદરીના

કિનારા પર દ્રોણીયા મહાદેવનું સાદું પણ આકર્ષક મંદિર છે. નદીના જે કિનારા પર ગામ વસ્યું છે, તે કિનારો કાંઈક ઉંચી ભેખડ જેવો છે. અને તેમાંથી પાણીની છાની તરવાણી બારે માસ વહ્યા કરે છે, આ તરવાણી શિવલિંગ પર પડી, મંદિરના ચોગાન જેવા ઓટલા ઉપર થઈ, નીચે મછુંદરીમાં પડે છે. મછુંદરીનો આકર્ષક કિનારો પા કલાક પછી છોડ્યો ત્યારે એ સ્થાનની કેવળ સાદી રમણીયતા વધુ આકર્ષક લાગતી હતી. પંદર મિનિટમા તો એમણે અમને વશ કરી લીધા હતા.

રસ્તામાં ગામડાં આવતાં હતાં. ઘોકડવા આવ્યું ત્યારે તો મોટરમાં બજારમાંથી પસાર થતાં ત્યાંના છોકરાંઓએ 'હો હો' કરીને પાછળ દોડાદોડ કરી મુકી. 'કોઈને લાગી જશે' એ શિખામણના શબ્દો તો, ઘણા વખત પછી માંડ માંડ જોવા મળેલી મોટરના વેગની સાથે હરિફાઈમાં પડેલાં છોકરાં સાંભળે શેનાં?—માત્ર છોકરાંઓએ સ્વાગત કર્યું હોત તો તો વાંધો ન હતો, પણ પાદરે પહોંચતા પોતે હરિફાઈમાં પાછળ નથી એમ દેખાડવા બે ત્રણ કૂતરાં પણ દોડ્યાં અને આવા સ્વાગત સંમેલનમાં આપણે શા માટે પાછળ રહીએ એમ ધારીને બે ગધેડાં પણ એકી સાથે ભૂંક્યાં! જો કે

ડુંગરાઓ પણ ઉના પાણીનાં ઝરણથી જ ભરપુર હશે એમ અનુમાન થાય છે.* ઉતારો કર્યા પછી જ્યારે કુંડમાં નાહ્યા ત્યારે ઘડીભર તો એમ થઈ ગયુ કે મુસાફરી કરી જ નથી. પાણી એટલું તો શ્રમહર ને પોષક છે, કે ગમે તેવો થાક તરત ઉતરી જાય છે સીમલા પાસે આવેલ તાતાપાણીની મુસાફરીમાં એવી જ રીતે થાક ઉતરી ગયાની વાત ઘડીભર યાદ આવી ગઈ.

ધાર્મિક દૃષ્ટિએ આવા સ્થળનું ગમે તેટલું પૌરાણિક માહાત્મ્ય હોય અને એ આખી દંતકથા સાચી કરતાં ખોટી વધારે હોવાથી આંહીં ઉતારી પણ નથી–છતાં આ સ્થળને કોઈ પણ કલ્પનાદર્શી રાજવીએ પોતાની પ્રજાના તંદુરસ્તીવર્ધક સ્થાન તરીકે ઉપયોગ કર્યો હોત. અને કદાચ એ પાણી માંથી નવી પેદાશ પણ કરી હોત. ત્યાં આસપાસના નાના સુંદર ડુંગરાઓ પર ઠેકાણે ઠેકાણે નવાં નવાં

* ત્યા અમે પૂછ્યું ત્યારે ખબર પડી કે વર્ષો પહેલાં કોઇક નેવાબ આહીં આવ્યા હશે; ત્યાર પછી આ વર્તમાન સમયમા ઝેકોસ્લોવેકિયાના 'પીસ્ટની' જેવા થઇ શકે એવા આ સ્થાનની, કોઈએ તપાસ પણ કરી લાગતી નથી યૂરપના વૈજ્ઞાનિકોએ એમાથી અનેક શોધ કરી હોત. ઉના પાણીથી અનેક દર્દો મટે છે. 'પીસ્ટનીકર્યોર' એ તો ઝેકોસ્લેવેકિયાની ખ્યાતિ બનેલ છે.

સ્નાનગૃહો બાંધી એની પ્રજાકીય ઉપયોગિતા પણ સિદ્ધ કરી હોત–પણ એ 'જો' ને 'તો' ને 'હોત' સઘળી મિથ્યા વાછના છે અત્યારે તો આ સ્થાન પર ભાદરવી અમાસનો મોટો મેળો ભરાય છે. ને મંદિરના મહંત પોતાની શક્તિ પ્રમાણે આવતા જતા સઘળાની સગવડતા સાચવે છે.

ખીચડી ને કઢી—અને કદાચ છેલ્લી વસ્તુનો સ્વાદ તો ઓર હતો—તૈયાર થયા. પણ એ તૈયારીનો આરંભ રા હરખચંદને આભારી હતો અમે સૌ તો કદાચ જે ભાતું મળેલુ તેનાથી સંતોષ માની લેત, પણ તે પહેલા જગ્યામાથી તપેલુ લાવી, ચૂલો ચેતાવી, સૌને કામમા પડી જવાની ચાનક તેમણે આપ્યુ. ટાગોરે એક જગ્યાએ લખ્યુ છે તેમ 'Well settled on father's money' ની માફક વ્યાજ પર નિર્ભર રહેતા ગામડાના શ્રીમંતો, ઘણી વખત, એ સહીસલામતીને લીધે જ, એકધારુ, સ્વાર્થી, વિલાસી, તોછડુ ને અતડુ જીવન ગાળતાં શીખી જાય છે અને પોતાની જરૂરિયાતોમા જ પોતે મગ્ન એવા ભયંકર માનસિક રોગથી પીડાય છે પણ રા. હરખચંદે પોતાનો સેવાધર્મ પોતે સરજાવ્યો છે, ને એ વૃત્તિએ એમના સહીસલામત જીવનને નવુ કાર્યક્ષેત્ર આપી જીવન વહેણ સચેતન

રાખ્યું છે. ખૂબી એ હતી કે ખીચડી તૈયાર થઇ
પછી ખબર પડી કે રા. ભાઈ હરખચંદ મી
ખાતા જ નથી એટલે એમને તો કેવળ છાશ પીવા
હતી, ને કેરીઓ ચૂંસવાની હતી.

ખીચડી અને કઢીએ સ્વાદ તો આપ્યો પ
નશીબ બે ડગલાં આગળનું આગળ. મંદિરમાંથ
ગમે તે કારણે—ચાહ્ય તો આવું વિચિત્ર ટોળીઅ
સંમેલન જોઇને કે પછી નૈસર્ગિક આળસને લીધે
પણ ખાવાનું ઘણું વધ્યું હતું તે આપતાં છતાં,
પૈસા પણ દેતા છતાં કોઈ કામ ઘસવા આવ્યુ
નહિ. પછી તો હમણાંની તાજી ટેવ હોવાથી એ કામ
પર શ્રી. સારાભાઈએ પોતે પોતાની નિમણુક કરી
ને શ્રી ગટુભાઇ ઠ્ઠ, સેવક પોતે, ને શ્રી. ઠ્ઠુનાં
પત્ની શ્રી દેવીબહેને મદદ કરી ઝપાટાબંધ સઘળું
સાફ કરી કામ પૂરૂં કરી નાખ્યું. પણ રૂક્ષ્મણી મંદિર
એ ઉઠવેઠને લીધે જોવાનું જ રહી ગયું. તુળશીશ્યામના
મંદિરની સામેની ટેકરી પર કહે છે કે રૂક્ષ્મણી
રિસાયાં છે ને હાથમાં લોટનો પીંડો લઈને જ
ભાગી ગયાં છે તે જોવાનું તદ્દન જ રહી ગયું!
મેં ઘણું સંભાર્યું કે ભાઇ, આ મંદિર રહી જાય
છે, પણ ખીચડી કઢીના સ્વાદે આપેલો નશો પૂરો
થાય તે પહેલાં નીકળવાનો હૂકમ છૂટયો. મુસાફરી

હજી લાંબી હતી. એટલે છેટેથી જ રૂક્ષ્મણી મંદિરને પતાવી મોટરમાં બેઠા. બેસતાં બેસતાં ત્યાં એક જીર્ણ ભગ્ન મંદિર હતું તે તરફ નજર કરી તો એટલું જાણવાનું મળ્યું કે, પાલીતાણાના સલાટ સોમપરાગર ભગવાન લાલજીએ સંવત ૧૮૭૯ ના વૈશાખ સુદી પુનમે ૩૦૦૦ કોરી ખર્ચીને એ બંધાવ્યું છે.

ચાલો આગળ, ઉના તરફ. ભાસા ગામ પહોંચ્યા. ત્યારે ત્યાંની લીલોતરી જોઈને દ્રોણગામ સાંભર્યું. મંદ મંદ વહેતી ચ્રાસી નદી બન્ને કિનારા પર સુંદર આંબાવાડિયાથી શોભી રહી છે. ગામની ગાયો ને ભેંસો ટાઢ છાંયે બેસીને વાગોળી રહી હતીઃ ઉપલે કાંઠે સ્ત્રીઓ કપડાં ધોતી હતીઃ નીચાણમાં છોકરાં નાહતાં હતાં. ઉપર ટપકે જોતાં એક સુંદર સુખી ગામ યાદ રહી જાય. ગામની અંદર મકાનોમાં કેટલા નિઃશ્વાસ ભર્યા છે તે તો શી ખબર, પણ કુદરતે તો પોતાના મીઠા ખોળામાં એને ધારી રાખ્યું છે. ત્યાંનાં હવાપાણી પણ સારાં ગણાય છે.

ઉના પહોંચ્યા. ગામને પાદર નદી વહે છે. અમારો પંથ આજે ખૂબ લાંબો થયો હતો, એટલે ઉનામાં જરાક આરામ લઈ આગળ વધવાનો વિચાર

હતો. એટલામાં ઉનાના વહીવટદાર રા. મુનશી, રાયચુરાના ઓળખીતા નીકળ્યા. દામજીભાઈએ આગતાસ્વાગતા કરી, પોતાની મુશ્કેલી છતાં, અમારે માટે સાધનો હાજર કર્યાં હતાં, એ જોઈને અમે સૌ હવે મશ્કરીમાં રાયચુરાના ઓળખાણુવાળાઓને 'નગદ રૂપિયા'ના નામથી ઓળખવા માંડયા હતા. એમાં કોઇ ખોટો રૂપિયો નહિ. સઘળા રણકો કરે ને ખરે ટાણે ઉપયોગી થાય. રા. મુનશી પણ આવા નગદમેળમાં જ ઓપે તેવા નીકળ્યા. પ્રેમથી અને સાચા ઉત્સાહથી સૌનું સ્વાગત કર્યું. અને દૂધ, કૉફી, ચા, નાળિયેર—એમ ચતુર્વિધ સ્વાગત કરી સૌને તાજા બનાવી દીધા. વળી ગુપ્તપ્રયાગથી પાછા ઉના ફરી પછી પ્રાચી જવાનો અમારો કાર્યક્રમ હતો, તેને બદલે તેમણે ગુપ્તપ્રયાગથી જ પ્રાચીનો ટૂંકો માર્ગ પણ બતાવ્યો.

હવે તો ખૂબ મોડું થયું હતું. રસ્તો હજી ઘણો હતો. એટલે ઝપાટાબંધ ગામ બહાર નીકળ્યા પણ પૂરા બહાર નથી નીકળ્યા ત્યાં રા. હરખચંદ મોટર ઉભી રખાવીને એક સાર્વજનિક કામ પર વળગ્યા. દિલ્હીમાં હિન્દુ ઓર્ફનેજ નામે સંસ્થાના કેટલાક સ્વયંસેવકો ત્યાં ઉઘરાણા માટે

આવેલા. એમને એક બે વખત રા. હરખચંદે ઉત્તેજન પણ આપેલું, એ સ્વયંસેવકોની સચ્ચાઈ વિષે તેમને શંકા થયેલી. એટલે આ ગામમાંથી ઉઘરાણું કરી જાય તે પહેલાં તેમની સચ્ચાઈ વિષે જનતાને ખાત્રી થઈ જવી જોઈએ. તરત ત્યાં પહોંચ્યા. તેમનાં સૂચીપત્ર જાહેરખબરો લઈ આવ્યા અને મોટરમાં બેઠાં બેઠાં જ ઠક્કર બાપાને જવાબના પૈસા ભરેલો, તાર લખાવી કાઢયો. ગામના કેટલાક ગૃહસ્થો મોટર પાસે ઉભેલા, તેમને સૂચના આપી. તારનો જવાબ ત્યાંના સ્થાનિક વકીલ રા. છોટાલાલના નામ પર મગાવી, ત્યાર પછી ઉઘરાણું આપજો એમ કહ્યું, તેમાંના એકને દોઢ રૂપિયો આપ્યો ને મોટર રવાના થઈ.

રસ્તામાં ખજુરીઓ પુષ્કળ આવે છે, ને ગુપ્ત પ્રયાગ પાસે પણ ખજુરીનું સુંદર વન છે. આ ખજુરીઓમાં એક ખૂબી એ જોઈ, કે ઘણીખરીને પહેલાં બે ડાળી, પછી એમાંની દરેકને પણ બે ડાળી, પછી એ દરેકને પણ પાછી બબ્બે ડાળી એ પ્રમાણેનો લગભગ સમાન લાગે તેવો ડાળીઓનો ક્રમ નજરે પડે છે.

ગુપ્તપ્રયાગનું પૌરાણિક માહાત્મ્ય, અર્જુન પ્રાયશ્ચિત કરવા નીકળ્યો છે, ને જ્યાં કાળા તલ

ધોળા થાય છે ત્યાં પવિત્ર થવા નહાય છે એ જાણીતું છે. આધુનિક માહાત્મ્ય હજી ગઈકાલ સુધી લોકોનું ધ્યાન ખેંચી રહ્યું હતું. ગંગા યમુના ત્યાં ગુપ્ત રીતે પ્રગટ થયાં છે એમ લોકોની માન્યતા છે અને એ માન્યતા પર આ સઘળું ટકે છે. ધર્મશાળાની ઘણી સુંદર સગવડતા છે, ને હજી તો કેટલાક મંદિરોમાં આરસ પર આરસ ચોડાતા જાય છે. એક કુંડની પાસે કાંઈક ભગ્ન છતાં જુનવાણી કલાની બરાબર રેખા જાળવતી શંકર પાર્વતીની એક મૂર્તિ જોઈ. એમાં પાર્વતીનો અંગભંગ એટલો મનોહર ને આકર્ષક છે કે ઘડીભર સ્થાપત્યના આ રખડતા અવશેષપર મુગ્ધ થઈ જવાય. આ મૂર્તિ વિષે ત્યાંના પૂજારીને એટલી માહિતી છે કે ગંગા જમનાની આ મૂર્તિ બહુ જુના વખતની છે—એ સાંભળીને લાગ્યું કે ઉના, દીવ વગેરે સ્થળમાં રહેતા શ્રીમંતો જો જરાક સંસ્કારી હોય તો આ સ્થળનું પુરાતત્ત્વની દૃષ્ટિએ સંશોધન કરાવે ને આવી અનેક સુંદર મૂર્તિઓ શોધાવી નવી શિલ્પસૃષ્ટિ ઉપજાવે. તેમ જ ગુપ્તપ્રયાગના આધુનિક પ્રશ્ન—પર આ પુરાતત્ત્વવિદો પોતાના સંશોધનને પરિણામે એટલો પ્રકાશ પાડે કે એની સત્યતા વિષે કોઈને કશી શંકા જ

ન રહે. આ ભગ્નમૂર્તિ ઉપરાંત પણ છુટી છવાઈ વેરાયલી ત્યાંની મૂર્તિઓ પ્રાચીનતાની સાક્ષી પૂરે છે. આંહીંની ખંડિત–અર્ધખંડિત કે ભગ્ન મૂર્તિઓની શિલ્પકલાનો સમગ્ર ઉઠાવ ઘણો ખરો પ્રાચીન સોમનાથના સ્થાપત્યને મળતો છે. સંસ્કારી શ્રીમંતો આ સ્થળનો 'School of Philosophy' –તત્ત્વજ્ઞાન અને યોગના વૈજ્ઞાનિક પદ્ધતિએ થતા અન્વેષણ માટે સર્જનાત્મક ઉપયોગ કરી શકે. ત્યાં આસપાસ સુંદર વનોપવન છે, સ્થળ આકર્ષક છે, હવા પાણી પણ સારાં લાગે છે, ને કેવળ પક્ષીઓની હગાર માટે કે વખતો વખત આવીને ચાલ્યા જતા મુસાફરો માટે બંધાવેલી ધર્મશાળાઓ તો ઘણી જ છે. ધર્મ અને વિદ્યાનો સમન્વય સાધવાની સંસ્કારિતા શ્રીમંતોમાં નથી, એટલે જ ધાર્મિક સ્થળો પ્રજાકીય સંગઠન સાધવાને બદલે વિરોધ ઉત્પન્ન કરે છે.

પણ અમે ખૂબ મોડા પડયા હતા. હજી ઘાંટવડ પહોંચીને રાત રહેવાની હતી. એટલે ગુપ્ત પ્રયાગમાં સઘળે ફરી, થોડાંક ખલેલાં લઈ મોટરમાં ચડી બેઠા.

આગળ વધ્યા . . . છેક સાંજને સમયે ઇબ્રાહિમમાં જોર આવ્યું હોય તેમ તેણે મોટરનો વેગ વધાર્યો—પાછળ દૃષ્ટિ કરી તો લગભગ બેએક ફૂટનો

ઢોળાવ ચઢીને અમે ગાયકવાડી હદમાં પ્રવેશ કર્યો હતો. અને નવાબી રસ્તો પૂરો થવાથી જ ઈબ્રાહિમ વેગે ચઢયો હતો.

એક પછી એક ગામ મૂકતા ચાલ્યા. કોડીનારને [ કોટિનગર ] પાદરથી આગળ નીકળી ગયા. ત્રીસ-પાંત્રીસ–ચાલીસ–એમ મોટરનો વેગ વધ્યો હતો. ધાંટવડ, ડૉ. રઘુનાથ ગંગારામ કદમને ત્યાં રાતે પહોંચી જવાનુ વચન અપાઈ ચૂકયું હતું. બરાબર નવને ટકોરે ઘાંટવડ સર કર્યું.

રઘુનાથ ગંગારામ કદમના નામથી આવતી ટૂંકી વાર્તાઓ આ ભાઇ લખે છે. સાહિત્યનો તેમને શોખ છે. અને ગીરના પોતાના ઘણા સમયના નિવાસનો તેમણે ઉપયોગ કરીને જાનવરોની ખાસીયતો, વનસ્પતિઓ, નેસની વાર્તાઓ વગેરે કેટલુંક સર્જનાત્મક કામ કર્યું છે. એમણે કહ્યું કે સિંહણ એક જ વાર બચ્ચાંને જન્મ આપે છે, તે ખોટી વાત છે. પણ એક વાર બચ્ચાં સિંહણને ધાવે છે ત્યારે ઘણું ખરું દૂધની સાથે આંચળ પણ ઉડાવી લે છે. એટલે પછી બીજીવારનાં જન્મેલાં બચ્ચાં જીવતાં નથી. * સિંહની ચામડી મુલાયમ છે, ને સાધારણ બંદુકના છરા પણ તેમાં કામ

* આ વસ્તુની સત્યાસત્યતા વિષે ખૂબ ચર્ચા થઇ હતી.

કરી શકે છે. સિંહ સર્પથી બહુ જ ડરે છે. ને રાતે અકસ્માત પડેલી દોરડી પણ એને ઠેકડા મરાવવાને પૂરતી થઈ પડે છે. સિંહ દિવસે મળી જાય તો પણ કાંઇ જાણતો ન હોય તેમ ચાલ્યો જાય છે. જ્યારે વાઘ કે દીપડો પછવાડે આવવાના જ સિંહનુ માંસ એટલુ ગરમ છે કે કોઇ ખાય તો ગાંડો થઈ જાય. સિંહનું માંસ કાગડા પણ ખાતા નથી. ઘાંટવડને પાદર વહેતી શિંગોડા નદીનાં પચાસ પચાસ ફૂટ ઉંચા કિનારા પર ને કોતરોમાં એમણે ખૂબ રખડપટી કરી છે. સવારે અમે ત્યાંથી વહેલા ઉપડયા ત્યારે આ મુલાકાતની યાદગીરીમાં તેમણે સૌને ભેટ આપી ને અમારા જેવા ઉમ્મરે મોટા માણસો નાની તકરારમા પડી ન જાય માટે, ચીઠ્ઠીઓ નખાવી તેમાં જે ભાગે આવ્યુ તે દરેકને આપ્યું. નશીબદારીનાં ચિન્હ જેવાં ઘૂવડનાં હાડકાં શારદાના તંત્રીને ભાગે ગયાં. વાઘનખ રા. હરખચંદને મળ્યા. કાળિયાર્નુ ચામડુ સારાભાઈ માટે. ને એક સુંદર મૃગચર્મ ગટુભાઈ ધ્રુને મળ્યું. મારે ભાગે 'શેમોય લેધર' આવ્યું: ઉપાન યોજના માટે. જાણે ગઈ કાલે રસ્તામાં ઉપાન ખોયાં હતાં, એ બદલો આજે મળતો હોય તેમ.

હવે પ્રાચી—ત્યાં કુંડ છે તેમાં સૌ નાહવા

પડયા. પ્રભાસ પાસે મળનારી સરસ્વતીનું આ ઉદ્‌ભવસ્થાન છે. કિનારા પર એક નાનો પીપળો છે તે જૂના વખતનો છે એમ કહે છે ગાયકવાડ પ્રાંત દિવાન વિઠોબાએ બંધાવેલો કોટ પણ ત્યાં છે. ને પાછળ એક જગ્યાએ ગુપ્તપાણીનું ઝરણ છે. ત્યાં નાના સરખા કુંડમાં માધવરાયની સજોડે મૂર્તિ છે. પ્રાચીનાં પણ ઉપવન એટલાં સુંદર છે, કે, આવાં ધાર્મિક સ્થળો વિદ્યાભવન સાથે સમન્વય સાધે, અને ધર્મમા રહેલી અકર્મણ્યતાની ભાવનાનો નાશ કરે એમ ઈચ્છયા વિના રહેવાતું નથી. આ સઘળાં સ્થળો ભવભૂતિના ઉત્તરરામચરિતમાં આવતાં ગોદાવરીનાં વનની પેઠે ફરી ફરીને જોવાં ગમે તેવાં છે. કેટલાંકમાં સાદું સૌન્દર્ય છે, તો કયાંય ભીપણ વિશાળતા છે; કોઇ નદી કિનારો સુખદ જીવનની સ્મૃતિ જેવો સુંદર દેખાય છે; તો કોઈ નદીનાં પાણી, મોટા અડીખમ ડુંગરાઓ ઉપર ઝૂકેલા ઘટાટોપ વન વડે છવાઈને છાતીફાટ ભયંકર બન્યાં છે. વનની વિવિધતા આકર્ષક છે. કેટલાંક દૃશ્યો મનોહારી છે. પણ કેટલીક જગ્યાઓ નજર થંભાવી દે એવી ભયંકર પણ છે. આખો પ્રવાસ સુખરૂપ પુરો થયો એમાં ઈબ્રાહિમ મોટરડ્રાઈવરની સાવધાનતા ભરેલી કુશળતા ખરેખર પ્રશંસાપાત્ર હતી.

ધાંટવડથી નવી જાવંત્રી પહોંચ્યા ને ત્યાંથી પાછા મોટરમાર્ગે જ માધુપુર આવ્યા./ દામજી-ભાઈ તો અમને આજ પણ જાવંત્રીથી છોડે તેમ ન હતું, અને મિષ્ટ ભોજનની પછી મળતી એમની આકર્ષક આત્મકથા, મારા જેવા વાતોના રસિયાને તો આળસ પણ ઉપજાવી રહી હતી, કારણ કે એમાં ભારોભાર વ્યવહારુ જ્ઞાન ભર્યું હતું. પણ છેવટે સૌએ જવાનો નિશ્ચય કર્યો, એટલે માધુપુર થઈ ચોરવાડ તરફ પાછા ફર્યા.

પરંતુ આ પ્રવાસ તો ગીરનું ઉપલક દર્શન આપે છે. ગીરનો ખરો પ્રવાસ—વૈદકીય દૃષ્ટિએ, શાસ્ત્રીય ભૂસ્તર જ્ઞાનની દૃષ્ટિએ, લોકજીવનની દૃષ્ટિએ અને લોકસાહિત્યની દૃષ્ટિએ ઓછામાં ઓછા છ થી આઠ માસ માગે તેમ છે. ગીરના જંગલમાં ઉભેલી ભરપૂર વનસ્પતિ તો એક જીવનભરનો અભ્યાસ માગે એટલી વિવિધતા વાળી છે. આપણું સ્વજીવન વિકાસ પામવાનું જ હોય તો આપણા દરેક અંગને—જમીનના કકડે કકડાને નવેસરથી તપાસ્યે જ છૂટકો છે.

## સતલજના પ્રદેશમાં

તમારો કાગળ વાંચતાં કાલે ત્રણ વિઘ્ન નડ્યાં. એટલે આજે સવારે ફરી પૂરો કર્યો. કાલે હું કાઉન્સીલમાં ગયો હતો:—

મોગલ જમાના પર અંગ્રેજી રંગ ઘૂંટ્યો હોય તેવું બેઅદબ અને બેહુદું કાઉન્સીલનું વિશાળ મકાન, સીમલાના એક ખૂણામાં સમાઈ જાય છે. બાજીરાવે જ્યારે પુનાના પેશ્વાઈ દરબારમાં, પેલી ભગવી ધજાને, હિમાલયની પેલી મેર ફરકાવવાને સમર્થ ભાષણ કર્યું હશે, ત્યારે પૂનામાં જે ઉત્સાહ ને ઉલ્લાસ, આનંદ ને ઉકળાટ, થયાં હશે તેવું વાતાવરણ તો હવે ઈતિહાસના પાના ઉપર જ મળે! આ કાઉન્સીલમાં તો થોડાક સચ્ચાઈના સંસ્કારી આત્માઓ સિવાય હસવા જેવું ઘણું છે. લટકતી તલવારો વચ્ચે પંડિત માલવીઆનો દરેક દરેક સોનેરી શબ્દ રૂપેરી ઘંટડીઓમાંથી ગૂંથાઈને બહાર

પડતો હતો. . ને પેલી મેર વિઠ્ઠલભાઈ પટેલ પોતાની હમેશની આજ્ઞા કરવા જેવી પટેલશાહી ઢબથી હાથના જુસ્સાભેર ચલનમાં શબ્દોનું સામર્થ્ય રેડતા ઉભા હતા. પાસે જ શુદ્ધ, રાજવંશી જમીનદાર—પણ અત્યારે તો સાદા બનેલા નહેરૂ બેઠા હતા; બીપીનપાલ, ને રંગઆયર, દોરાસ્વામી ને ગોસ્વામી, શ્યામલાલ નહેરૂ ને ગોર-બધા જ ત્યાં હતા. એક પાસ લાંબો પાતળો પણ ભારે ચપળ જુવાન–જીન્હા પોતાની ખરી વકતૃત્વકળા અજમાવી રહેલ છે. અને આ બધા શબ્દોની પાછળ એક ભયંકર સત્ય ડોળો ઘૂરકાવતું ઉભું છેઃ જે જે બોલાય છે એની પાછળ બળ કયાં છે? અને તેટલા જ માટે ખરું કામ બહારથી શરુ થશે. જ્યારે અંગ્રેજો નમશે, ત્યારે શબ્દથી કે કાયદાથી કે તર્કથી અસૂલ નહિ નમે. એમને નમાવવાનું હથિયાર—પ્રજાકીય સંગઠન–કાઉન્સીલના છેલ્લા પગથિયાની બહાર ખડું છે. કેટલાક સભાસદો દયાપાત્ર અજ્ઞાન ને અંધકાર દેખાડી પોતાનું જ માપ કઢાવે છે. . . . કુટુંબનું રાજવંશી લોહી બહુ જ સૌમ્ય લાગ્યું. એક પારસીબાઈ–ઉડતા પતંગીઆના રંગ જેવી, આબેહૂબ ચપળા હતી; અને તેની પાસે જ . . . કુટુંબની એક કુલવધૂ બેઠેલ હતી. એ બન્ને રંગો ભારે

આકર્ષક હતા. પહેલેથી છેલ્લે સુધી જળવાઈ રહે તેવાં એ બન્ને પાત્રો આબેહૂબ વિજળી [force] અને ઉજ્જવલ સૌમ્ય દર્શનનાં પ્રતિસ્વરૂપો જેવાં જ હતાં.

અને આ બે સંપૂર્ણ વિરોધી સ્વભાવદર્શનમાંથી 'તાતાપાણી'ની મારી મુસાફરીનો હેવાલ આપવા પ્રેરાઉં છું.

આંહીંથી—સીમલાથી—છવીસ માઈલ દૂર સતલજ નદીનો પ્રવાહ વહે છેઃ ત્યાં 'તાતાપાણી' નામે જગ્યા છે. તાતાપાણી એટલે ઉનાં પાણીનાં ઝરણ. તાતાપાણી નામનું ગામ પણ ત્યાં છે. એક રસ્તો મશોબ્રા વગેરે ગામડામાં થઈને,સીધો ને લાંબો,પણ ચડઉતર વિનાનો છે. તે રસ્તો બરાબર છવીસ માઈલ છે. બીજો રસ્તો ડુંગરાઓમાં થઈને જાય છે. એ તેર–ચૌદ માઈલ છે. પણ ભવ્ય, ભયંકર ને મુશ્કેલ છે. આ બીજે રસ્તે જવાનો અમારો નિશ્ચય થયો. ને બરાબર દોઢવાગે સીમલામાંથી નીકળ્યા. હિમાલયના નાના મોટા અનેક ડુંગરાઓ વચ્ચે આવે છેઃ તળેટીમાં એક લંગોટી ને પહેરણ ભર, પોતાના નાના નાના બળદ લઈને, પહાડી લોકો મકાઇ ને ઘઉં વાવી રહ્યા છે. અમે એવી અનેક તળેટીમાંથી વારંવાર ઉપર ચડતા ને ઉતરતા ચાલ્યા. રસ્તામાં કેંથુ નામે એક વહેળો નીચે

અમારી બાજુ ને બાજુમાં ચાલ્યો આવતો હતો. ઘણે દૂર ગયા પછી, અમે એવા સ્થાન પર આવ્યા કે, જ્યાં ચારે તરફ ભવ્ય ડુંગરાઓ આવી રહ્યા હતા. ત્યાં બસ, મનમાં એક જ વિચાર આવ્યા કરેઃ ચારે તરફ એવા મોટા પહાડો પથરાઈ ગયા હતા, કે મનમાં ઘડીભર જાણે બધા જીવનનાં બંધન હોય તેવું લાગ્યું! ત્યાં જાણે એકાંતમાં રોઈ રોઈને મનુષ્યનો ચહેરો ઉત્પન્ન કરીએ એવી કરુણ મનોદશા પ્રસરી ગઈ. એક એકાંત કેદખાનું હોય ને દુન્યવી સર્વ સંબંધો માત્ર ઉપરના આકાશ પર લટકયા હોય, એવી હૃદયમર્મચ્છેદી લાગણીઓ ઉભરાવા લાગી. નીચે હજાર હજાર ફીટની ઉંડી ખીણો મોં વકાસીને એક ભૂલ ઉપર તરત જ અનંતકાળનો પડદો ઢાંકવા ખડે પગે તૈયાર છેઃ આસપાસ કોઈ ઓળખીતું ઝાડ કે પરિચિત પત્થર પણ નથી; ને ચારે તરફ કેદખાનાની ભયંકર દિવાલો જેવી ઉંચા ડુંગરાઓની પરંપરા આવી રહી છે. કૂતરાનો અવાજ થાય તો પણ પ્યારો લાગે ને કોઈ દૂર ટેકરી પર ગુલાબી આશા જેવું, પહાડી ગીત સંભળાય તો પણ મન ખુશ ખુશ થઈ જાય એવી ઐકાંતિક આ જગ્યા હતી. ગમે તેટલે દૂર નજર કરો પણ કોઈ દેખાય જ નહિ! ચારે તરફ ડુંગરા—જંગલ—નીચે

ભયંકર ખીણુ—અને ખીણુમાં દેખાતી—ન દેખાતી નદી. ચાર ચાર લાંબા માઈલ સુધી ડુંગરાઓમાં એકલા એકાંતમાં ચાલ્યા ! એક માણસ જ ચાલે તેવી લપસણી દગાખોર પગકેડી એક અને અનેક ડુંગરાની કમ્મરને વીંટાઈને ચાલી રહેલી હતી. કયાંક એ ઉપર ચઢે છેઃ કયાંક નીચે ઉતરે છેઃ પણુ નીચેની ભયંકર ખીણુ તો હમેશાં પોતાની હાજરી સૂચવે છે !—બધે જ જીવન એક પગલા ઉપર લટકે છેઃ ને બધે જ ફાહિયાન જેવો શ્રદ્ધાળુ મુસાફર પણુ ડગે તેવું એકાંત છે. ઈશ્વર સર્વ સ્થળમાં છે, પણુ આંહીં તો ખરેખર, માતાના જેટલા વાત્સલ્યથી હર ડગલે હાથ ફેરવતો હાજરાહજૂર છે. આ એકાંત પ્રવાસ—ડુંગરાઓ, ખીણો, નદીઓ, પગદંડીઓ અને સપાટ મેદાને વીંધતો આજ પણુ સાંભરે છે. એનું સૌથી મહત્ત્વનું લક્ષણુ એની, મનના ઉંડામાં ઉંડા ભાગમાં પણુ વસી જાય એવી, ‘ એકાંત ’ હતી. જાણે કયાંય કોઈ નથી. આપણા પોતાના પગના પડઘા પણુ સંભળાય એવી એકાંત—એકલતા.

આવા ભવ્ય સ્થળોમાં કેટલા વિચારો કેવી ઝડપથી ચાલ્યા જાય છેઃ દૂરનું ઘરઃ ને પેલું ફળીઃ રમતાં છોકરાં ને રમતને એકી નજરે જોતી માઃ

બાયરનનો પેલો રોમનના....પ્રજાજનો સમક્ષ પ્રાણ છોડતો સીદી યાદ આવે છે. સહરાના ભયંકર તાપથી તપેલાં મેદાનોની તાજી યાદ, ઇટાલીના ફળદ્રુપ પ્રદેશમાંથી એને ખેંચી જાય છે: એનું ધ્યાન રોમન પ્રજાજન પર, તેના આનંદ પર, ટર્કીશ ગાલીચા પર, કે સુંદરીઓનાં નવરંગી વસ્ત્રોની સેળ પર નથીઃ એનું ધ્યાન, પોતાની ઝુંપડીનાં બે ચાર છૂટાંછવાયાં ખજુરીનાં ઝાડ નીચે તપેલી રેતીમાં રમત કરતાં પેલાં નાનાં બચ્ચાંઓ પર છે. એ ધ્યાન છૂટે તે પહેલાં તો એનો આત્મા ઉડી જાય છે. ને આત્માના આંસુની ખારી ધારથી રોમન મહારાજ્યનાં ભવ્ય મંદિરોના પાયા ધોવાય છે !–કાળનું એક મટકું ને રોમન મહારાજ્ય નથીઃ રોમનો વૈભવ નથીઃ એનો વિલાસ નથીઃ અને એનું તેજ નથી.

આવા અનેક વિચારો, ઘર, ઘરનું વાતાવરણ, સીમલાની બજાર, અને સાહિત્યના ટૂકડાઓ– મગજમાંથી વિજળીના વેગે ચાલ્યા જાય છેઃ રસ્તો વધારે અકાંતિક ને વિકટ થતો જાય છે. અને બીજું કાંઈ નહિ, પક્ષીઓના સ્વર પણ સંભળાતા નથી. છેવટે કેટલોક વખત એમ ચાલ્યા પછી ને રસ્તો કોણ જાણે કયાં જંગલમાં જતો હશે એવી

અનેક ભાજગડ પછી છેવટે અમે બકરીની લીંડીઓ ને ગાયનુ છાણુ જોઈ છુટકારાનો દમ ખેચ્યો હવે વસ્તી નજીક છે એ અનુમાન પરથી પગમા પણ બળ આવ્યુ છતા ચાલવાની સાવચેતીની જવાબદારી તો હજી પણ એટલી જ ભયકર હતી એમ કરતા અમે ઢેથુના પ્રવાહમા જ પહોચ્યા બધી મુશ્કેલીઓ અને શ્રમનો અને થાકનો ખગ વાળી આપે તેવુ અતિરમ્ય એ સ્થાન છે. ડુંગરામાથી ત્રણમેરના પાણી ત્યા ભેગા થાય છે હિમાળો ગળ્યો હોય તેવા ઠડા ચોખા જળ ચાલ્યા આવે છે ચારે તરફ જગલ ઉભુ છે તેની પાછળ ડુગરા ડોકિયા કરે છે, ને એક તરફ મનુષ્યે આ પ્રવાહ વ્યવસ્થિત ધોરીઆમા ખેંચી 'જળચક્કી' ચલાવી છે ! આ ડુગરી લોકો માટે એ જ ઘટી છે ! ને બે ચાર પાચ ગામડાઓ વચ્ચે આવી જળચક્કી રાખે છે જગલી જાનવરના ચામડાની કોથળીમા ઘઉ ભરીને ત્યા લોકો આવે છે ને લોટ કરીને પાછો લઈ જાય છે ! અમે પણ એ સ્થળમા બેસી ગયા પાણી—ઠડા પાણીની—મીઠી સુગધ પણ અનુભવાય એટલો થાક હતો એક સામેનો ડુગર ધોવાઈને મીઠુ પાણી ખડકમાથી ટપકતું હતુ ત્યા ખોબે ખોબે પાણી પીધુ. પ્યાલો સાથે હતો પણ આપણી ખરી

તૃષા તો ખોબે પીધા વિના કયારે છીપાય છે? છેવટે તો અમે મુસાફર રહ્યા—એટલે સ્થાન ઘણું રમણીય હતું ને જળચક્કી ચાલી રહી હતી એ જોવાની લહેર પડતી હતી, પણ ઉઠયા વિના છૂટકો જ ન હતો. થોડીવાર પછી પાછો રસ્તો પકડયો પણ અમે જે આગળ જોયું તેના પ્રમાણમાં તો આ કેંથુ કાંઈ નથીઃ એક જગ્યાએ તો એકાદ માઈલ સુધી કેંથુને કાંઠે કાંઠે કેતકીના વનમાં ચાલ્યાઃ ને પાસેથી એવો મીઠો ઠંડો પવન આવી રહ્યો હતો કે મનમાં તો થતું હતું કે ત્યાં જ ધામા નાખીએ.

પણ અમારી બધી મહેનત છતાં, અંધારું પડવા માંડ્યું ત્યારે અમે કોઈ પણ ઠેકાણે પહોંચી શકયા નહિ. રસ્તો લાંબો થતો જ ગયો. પહાડી લોક મળે તેને રસ્તાનું માપ બરાબર આવડે નહિ. જન્મથી હિમાલયના ડુંગરામાં ભમેલા, એટલે તેમને મન દરેક જગ્યા 'બહોત નજીક હે'—એ સૂત્ર જ સાચું. જેને પૂછીએ કે ભજી—અમુક ગામ—કેટલે છે, તો કહે કે, 'બહોત દૂર નાહીં' તાતાપાણીનો તો તાગ જ મળે નહિ. એકે કીધું અગિયાર માઈલ—અને ત્યારે સાંજના પાંચ વાગ્યા હતા! સાડા છએ તો અંધારું વીંટાવા લાગે—એટલે મનમાં ને મનમાં મૂંઝાતા આગળ વધ્યા.

છેક સાડા આઠે—અંધારામાં અથડાતા—એક ડુંગરા પર આવ્યા. ત્યાં એક દુકાન હતી. ત્યાં રાત્રિ ગાળવાનો નિશ્ચય કર્યો. દુકાને પહોંચ્યા ત્યારે તો છેક અંધારું થઈ ગયું હતું. હિમાલયના અમુક ડુંગરાની હારમાં ઠેર ઠેર પાણી મળે તેવું છે, જ્યારે બીજા એવા ડુંગરાઓની હાર છે કે જ્યાં પાણી છેક નીચે તળેટીમાં જ મળી શકે. જે ડુંગરાઓ હવે આવ્યા હતા તે બધા નપાણીઆ હતા. દુકાન ડુંગરાની ટોચ પર હતી. દુકાનદાર પાસે પાણી માગ્યુ પણ તેણે ચોખી ના પાડી. ખાવામાં 'ઝરી' [ટિપરું] ને 'ગુડ' [ગોળ] મળે તેમ હતું, પણ પાણી વિના શું કરવું ? અંતે રાતની રાત ત્યાં ઓશરીમાં પડયા રહેવાનો મક્કમ નિશ્ચય કર્યો. પેલા દુકાનદારે પાણીની ના પાડી. ને પછી સુવા દેવાની પણ ના પાડી. અમે તો અંગ્રેજી ભણેલા, એટલે એક ઘડો પાણી લાવતાં જ્યાં પાંચ—છ કલાક ચાલ્યા જાય, ત્યાં પાણીના મૂલ્યની ખબર વિના, દુકાનદાર સામે બસ ત્યાં જ પડાવ નાખીને સત્યાગ્રહથી પાણી લેવા નિશ્ચય કર્યો! કાંઈક ખરીદી કરીને પણ તેને લલચાવ્યો. દુકાનની સામે એક ખુલ્લો ઓટલો હતો, ત્યાં પડયા રહીશું પણ હવે આંહીંથી ખસવું નહિ, એવા દૃઢ નિશ્ચય પર શ્રી. વાલજીભાઇ દેસાઈ તો

આવ્યા. ને દુકાનદારે કીધું કે નીચે થોડે દૂર ગામડું છે ત્યાં જાઓ, પણ તે પર બીલકુલ લક્ષ જ આપે નહિ. છેવટે દોઢેક કલાકની વ્યર્થ ર ક ઝ ક પછી તળેટી પાસેના 'બાગ' નામે એક નાના ગામડામાં રાત્રે અથડાતા કૂટાતા પાણી માટે અમે ગયા!

ગામમાં પણ બધે અંધકાર જ ફેલાઈ ગયો હતો, એક જગ્યાએથી પાણી પીધું, ને પછી એક જગ્યાએ દીવો બળતો હતો ત્યાં સારું ઘર હશે એમ ધારી અમે તે તરફ ગયા.

ફળીમાં ખાટલો ઢાળી બે જુવાન બેઠા હતા. કોણ છે? એમ પૂછતાં અમે જવાબ આપ્યો કે પરદેશી મુસાફર છીએ, તાતાપાણી જવા નીકળ્યા હતા, ને રાત્રિ પડી છે માટે રોકાઈ જવું છે. તેમણે અમને માનપૂર્વક બેસાર્યાં ને રોટી લેવા આગ્રહ કર્યો. ભૂખ તો ન હતી, પણ આ લોક કેવુંક ખાય છે, એ જાણવાના હેતુથી, ને તેમના આગ્રહને વશ થઈ રોટી લેવા હા પાડી. એક બાઈ થાળીમાં રોટી આપી ગઈ. ઘઉંની જાડી રોટી હતી ને ઉપર સારી રીતે ઘી મૂકયું હતું. આંહીંનાં પહાડી બૈરાં પંજાબીની જેમ ચોરણી પહેરે છેઃ ઉપર પહેરણ હોય છેઃ ને માથા પર એક પોમચું રાખે છેઃ

કાનમાં મોટી મોટી રૂપાની કડીઓ પહેરે છે, ને હોઠ પણ દબાઈ જાય, તેવી નાકમાંથી લટકતી નથ રાખે છે. આ બધાં આસપાસના ગામડામાં 'ભજી'[1]ની રિયાસત છે.



આ ભજી પ્રદેશની સ્ત્રીઓ સતલજ કિનારે

1. Key stone view company એ યુનાઈટેડ સ્ટેટ્સ અમેરિકામાંથી પ્રગટ કરેલાં, 'સીનેમા પોસ્ટકાર્ડ્સ'માં ભજી વિષે થોડી હકીકત આપેલી છે. એમાં લખ્યા પ્રમાણે ભજી તરફની સ્ત્રીઓ રંગે શ્યામ છતાં ખરેખર ઘણી સુંદર છે.

—કે પોતાના ગામની બીજી કોઈ નદી કિનારે પાણી ભરવા જાય છે તેનું આ દૃશ્ય છે: બજી ગામ આટલામાં મોટું છે. ત્યાંનો રાણો હજી સગીર છે, પણ તે રાજ્યનો માલિક છે. આ લોકોને દર વીઘે બારથી વીશ રૂપિઆ આપવા પડે છે. ને તેઓ પોતાના નાના નાના ઠીંગણા બળદો પર ખેતીનો આધાર રાખે છે. ડુંગરામાં બહુ મહેનતથી પાક જેવી જમીન થાય છે; ને બરફના વખતમાં તો ઘરમાં જ ગોંધાઇ રહેવું પડે છે, તે જોતાં, એ લોકોના જીવનનિર્વાહ પૂરતી જ એમની ઉપજ ગણાય. ઊન અને બકરાના વાળ કાંતીને એ લોકો ગામમાં વણવા આપે છે, ને તેમનાં શરીરે પહેરવા સિવાયનાં બધાં લુગડાં—પાથરવા—ઓઢવાનાં—સ્વાશ્રયમાંથી ઉત્પન્ન થાય છે.

---

સીમલાથી થોડે દૂર 'સીપી' નામે ગામમાં દર વર્ષે મેળો ભરાય છે. ત્યારે કાશ્મીરી સ્ત્રીઓ સાથે હરીફાઈમાં ઉતરી શકે એવી સુંદર પહાડી સ્ત્રીઓનો ગમૂહ ત્યાં ભેગો થાય છે' એમાં દૂષણ માત્ર એટલું જ છે કે એ મેળામાં નિર્દોષ આનંદની સાથે સાથે 'ખરીદી' ને 'વેપાર' પણ ચાલે છે!

હાથે મારવાડણ જેવી અનેક ચૂડીઓ, અને નાકમાં લટકતી લાંબી નથ વડે આ સ્ત્રીઓ પોતાનો શણગાર સજે છે: ઘણું કરીને, એવી રીતે હાથ શણગારવાની રીત આખી દુનિયામાં, પછાત ગણાતી બધી જ જાતિઓમાં પ્રચલિત છે.

પહેરવાના લુગડામાં પરદેશી રંગ છે. પણ ઘણાખરા પહાડી લોકો પોતાના ઘર આંગણે કાંતીને ગરમ લુગડું તૈયાર કરે છે ખરા. એમના—આંહીં આસપાસ વસેલા, લોકમાં તો—રિવાજમાં હિંદુ સંસ્કૃતિની જ છાયા છે. સારો કિનાયત ને બ્રાહ્મણ પુનર્લગ્ન કરતા નથી. એમના બાર માસ સંસ્કૃત ભાષાના જ અપભ્રંશ જેવા છે. ' મંગર ' એટલે માર્ગશીર્ષ: ને ' કાતિ ' એટલે કાર્તિક. બીજા બધા માસ આપણા જેવા જ છે. જે પહાડી લોકો તિબેટ તરફ ને દૂર દૂર રહેતા હશે તેમના રીતરિવાજ જરાક વિચિત્ર હશે.

બાગમાં, તે ભાઈઓના ઘરમાં, પથારી પર સૂતા પણ નિદ્રા ભારે મીઠી આવી ગઈ. સવારે ઉઠીને છ વાગે તાતાપાણીને રસ્તે ચાલતા થયા. ને થોડો ઘણો નકામો ભાર હતો તે આંહીં જ રહેવા દીધો.

આ આખો રસ્તો છે તો પગદંડી જ પણ અત્યંત સુંદર છે: ઠેર ઠેર ઝાડના ઝૂંડ દેખાયા કરે છે: આસપાસના ડુંગરામાં પહાડી સ્ત્રીઓ, બડી ચાલાકીથી, ઘાસ એકઠું કરતી દેખાય છે. જેમ જેમ સતલજ પાસે આવતી ગઈ તેમ તેમ કુદરત પોતાનું સ્વરૂપ ફેરવતી ગઈ. એક જગ્યાએ લગભગ

બે માઇલ સુધી દાડમીના વનમાંથી પસાર થયા. જ્યાં જૂઓ ત્યાં દાડમી ને ઉપર દાડમ લટક્યા કરે: એનો કોઈ ઉપરી નહિ, ને રસ્તે ચાલનારને પાકે ત્યારે ભાતું પૂરું પાડે ! આખું વન દાડમનું.

અમે નવ વાગે તાતાપાણી પ્હોંચ્યા. ડુંગરાઓમાંથી સતલજ ધોધમાર કરતી ચાલી આવે છે. આસપાસ બધે નંદનવન જેવી હરિયાળી જગ્યા આવી રહી છે. ને વેદના પવિત્ર મંત્રોની સાક્ષીરૂપ ' શતદ્રુ 'નો પ્રવાહ, જૂનાં જૂનાં સ્મરણો જગાવે છે. આ એ જ જગ્યા હશે કે જ્યાં વેદ કાલનો પવિત્ર ઋષિ, પોતાની ઋચા જગાવતો, સારાં વન ફર્યો હશે: હજી પણ આંહીંનું એકાંત વન એટલું જ સુંદર છે: સતલજની ખીણ, ચારે તરફના ડુંગરા, એકાંત ને જંગલ, નિઃશબ્દ સામર્થ્યનો મહિમા હરઘડીએ તમારી મનોદશા પર અજબ જાદુ ફેલાવી જાય. ક્યાંય બેસો ને આંખ મીંચો, એટલે, કલ્પનાની પાંખ પર આત્મા પાંચ હજાર વર્ષ વટાવી જાય: સૌમ્ય ને શાંત વેદની ઋચાઓ, ને શબ્દમૂર્તિ જેવા ઋષિમુનિઓ ખડા થાય.

સીમલાની બજારમાં ને મુંબઈ—અમદાવાદમાં જે ધમાલ ને ચપળતા: ઉતાવળાં વ્યગ્ર મોં ને ચિંતા-

ભરેલી આંખો: મનુષ્ય—કૂતરાં—ને મોટર જે યાંત્રિક એકતાથી જોડાઈ ગયાં છે તેવું કાંઈ આંહીં ન મળે, એ વિચારમાત્રથી જ તમને આનંદ થાય! એ વિરોધી દર્શનથી જ આત્મા ઉન્નત થાય: આ સ્થળમાં પણ—કેટલીક વખત તો એવી રમ્ય ખીણોમાં, કે જ્યાં ઝાડવાં આડીઅવળી ગૂંથણીમાં, હિંદુ સંસ્કૃતિની joint family system—સંયુક્ત કુટુંબભાવનાની જેવી અતિરમ્ય છાયા ફેલાવી રહ્યાં છે, જ્યાં કોઈ સુંદર દાડમડીના ઝાડ નીચે એક પહાડી પત્થર પર જેમ તેમ કોતરેલી બે આંખો, આટઆટલાં વર્ષો થયાં દેવરૂપે; અનેક કઠણ પહાડી સ્ત્રીઓનાં શ્રદ્ધાભરેલાં આંસુથી, સાચી જ આંખોનો ભાવ ધરી રહેલ છે, ત્યાં પણ એક ઉડતા કાગળ પર લીપ્ટનની જાહેરખબર વંચાણી! એ વખતે હિન્દની જમીનમાં ઠેર ઠેર ખડા રહેલા પરદેશી ડેરા યાદ આવ્યા. હિંદીઓ પરદેશી જેવા બન્યા છે એ સ્થિતિ નજર આગળ ખડી થઈ ને આ જમીનનું બધું સૌન્દર્ય, પરદેશીના હાથમાં —મૂર્તિમંત ઋચાના "શબ્દબ્રહ્મ" જેવું પવિત્ર સત્ય હોવાને બદલે, 'Play Ground' જેવું મશ્કરી-ભર્યું બન્યું છે, એ દુ:ખદ વસ્તુસ્થિતિ તરી આવી. કાલિદાસે વર્ણવેલું પાર્વતીનું 'પુત્રીકૃત' કોઈ

વૃક્ષ, પવિત્ર દૃષ્ટિની સેરથી પોષાયેલુ, જૂના કાળનું વાતાવરણ જાળવતું હજી પણ, કોઈ આધુનિક પાર્વતી પોષી રહી હશે, કારણ આ સ્થળો, એવાં છે કે જ્યાં મનુષ્ય 'શબ્દ' અને 'એકાંત' એ બન્ને શબ્દનો બરાબર ભાવ સમજી શકે, આહીં સનાતન સત્ય જેવો પ્રેમ, વનમાંથી ચાલી આવતી કોઈ બંસી જાગ્રત કરે, અને મનુષ્યને વર્તમાન અને ભૂતની પેલીમેર ગુફામાં બેઠેલા 'પાર્વતીપરમેશ્વરો' સનાતન પુરુષ—અને સનાતન સ્ત્રીનું—દર્શન કરાવે, આજે ત્યાં નિસર્ગ છે. ભવ્ય એકાંત છેઃ પણ કોઈ આત્મા નથી, ત્યાં કોઈ શારદાપીઠ નથી, ત્યા 'ભિદ્યતે હૃદયગ્રન્થી' એવી અમર દૃષ્ટિવાળો કોઈ પુરુષ નથી.

તાતાપાણી પહોંચ્યા. સતલજના પ્રવાહની પાસે જ—એના પ્રવાહમાં જ કહીએ તો ચાલે એટલાં પાસે પાસે—કાંઠે કાંઠે ઉનાં પાણીનાં ઝરા છે.

સતલજને કાંઠે કાંઠે જ—એના પ્રવાહની સાથે મળી ગયેલાં જેવા, ઉના પાણીનાં આ ઝરા આસપાસ ગંધકની વાસથી, તરત પરખાઈ જાવે છે. પાણી એટલુ ઉનું હોય છે કે એકદમ [illegible] [illegible] શકાય નહિ. પરંતુ જ્યાં સતલજના ઠંડા પ્રવાહ સાથે તેનો મેળ જામે છે, ત્યાં નાહવા [illegible] [illegible] પાણી

હોય છે. મહાપુરુષના સુંદર આત્મામાં, અનેક તાપ વચ્ચે સ્વભાવસિદ્ધ શાંતિ રહે છે, ને ઉપરની શાંતિ વચ્ચે અનેક ધગધગતા પ્રશ્નો ચાલી રહ્યા હોય છે, એવાં બે વિરોધી સત્ત્વોનું પ્રત્યક્ષ દર્શન આંહીં થાય છે. ચાર તસુ વધારે ખસો એટલે સતલજનું ઠંડું બરફ જેવું પાણી. ચાર તસુ આ બાજુ ખસો એટલે બાળી નાખે તેવો ધગધગતો પ્રવાહ. અને એ બન્નેની વચ્ચે નાહવા જેવું નીરોગી પાણી! માનવસ્વભાવને પણ એક પગલુ જ વટાવવાનું રહે છે, પણ તે વટાવતા તો આકાશપાતાળ એક થઈ જાય છે.

તાતાપાણીમાં નાહ્યા. ને નહાતાંની સાથે જ બધો થાક એકદમ ઉતરી ગયેલો લાગ્યો. એટલી તાજગી આવી ગઇ કે જાણે મુસાફરી કરી જ નથી એવું લાગ્યુ. સતલજનો પાણીનો પ્રવાહ સમયના પ્રવાહની પેઠે થાકયા વિના દોડયે જ જાય છે. હિન્દુ સંસ્કૃતિનો જન્મ નદીના કાંઠા પર અને પહાડની ખીણો અને ગુફાઓ વચ્ચે થયો છે. માનવજીવન અને ઈશ્વર, એ સંબંધ યાદ રાખીને જ એનાં મૂળતત્ત્વો રચાયાં છે. હિન્દુઓએ જ્યાં જ્યાં નિસર્ગનું સમ્રાટ્પદ જોયુ, ત્યાં ત્યાં ધાર્મિક સ્થળો બાંધ્યાં: અંગ્રેજોએ જ્યાં જ્યાં કુદરત જોઇ, ત્યાં

ત્યાં યથેચ્છ ભોગવિલાસ ને રમતગમતના ડેરા તંબુ નાખ્યા: ને મુસલમાન કુદરત વચ્ચેથી પસાર થઈ ચુપચુપ ચાલ્યા ગયા. આ ત્રણે સંસ્કૃતિ વચ્ચે રહેલી ભેદભાવના, હજી પણ જે તે પ્રજાને દોરી રહી છે. સંસ્કાર અવિનાશી મૂળતત્ત્વ છે. તેનો ફેરફાર—મનુષ્ય પોતે જ કરી શકે. કેળવણી અને બહારથી મળેલું જ્ઞાન સહાય કરે એટલું જ. એટલા જ માટે, વાલ્મીકિ કે પરાશરને સ્વપ્રયત્ને મેળવેલી સિદ્ધિથી બ્રહ્મસભામાં મુખ્ય પદ મેળવવાની છૂટ. પણ વાલ્મીકિ અને પરાશરની જાતના દરેકને, કાંઈ પણ વિવેક વિના, વર્ણોનાં બંધન એક ઝપાટે તોડી નાંખવાની છૂટ નહિ. હિન્દુ સંસ્કૃતિ આત્માનુ ગૌરવ સ્વીકારે છે. અને ટૂંકા દેખાતા વર્ણાશ્રમના વાડા, કેટલી વિશાળ ભાવનાથી ભર્યા છે, એ સમજે તો હિંદમાં એ રીતે રાષ્ટ્રીય ઐક્ય પણ શક્ય બને. પરંતુ આ પ્રશ્ન આંહીં અસ્થાને છે.

તાતાપાણીમાં નાહીને થાક ઉતાર્યો. ને થોડી વાર ત્યાં સતલજને કિનારે બેઠા. અને પાણીના નિરંતર ચાલ્યા જતા પ્રવાહને નીરખી રહ્યા: દૂર નજર કરતાં સતલજનો વિશાળ પટ અનેક જાતની વનરાજિઓથી છવાયેલો નજરે પડે છે. ને આ બાજુ મોટા ડુંગરાઓમાંથી

આવતો એનો પ્રવાહ દેખાતો પણ નથી. પછી જ્યારે પાછા ચાલ્યા ત્યારે અગિયાર થઈ ગયા હતા; અને સૂર્યનો તાપ પણ બરાબર શરુ થયો હતો. અમે તાતાપાણી ગામમાં જઈ, ભૂખથી બચવા, વીશીની પૂછપરછ કરી, પણ સાધનનો તિરસ્કાર કરીને સાધ્ય તરફ દોડવાના ઉત્સાહમાં અમે શું શું ભૂલ્યા હતા, એ ઠંડો વિવેક હવે તાતાપાણીની બજારમાં મનમાં ને મનમાં થવા લાગ્યો! એ ત્રણ વેપારીની દુકાન પર ગયા પણ સડી ગયેલાં કેળાં સિવાય બીજું કાંઈ મળે નહિ. બાકી ગુડ ને ટોપરું! એક જગ્યાએ એક દુકાનદારને ત્યાં પેંડા મળી શકશે એટલી તેણે હા પાડી. એક લંગોટી ભર ઉભેલા તાતાપાણીના આ ગૃહસ્થે છટાંક પેંડા જોખી આપ્યા ને બાર આના લીધા. પછી તો કહે કે તમારે માટે દૂધ પણ મંગાવ્યું છે. કુછ 'સબજી' હોય તો લેવાની ઈચ્છા થઈ. પણ તેણે નનૈયો ભણ્યો. 'આચાર આપું?' તેણે પૂછ્યું ને અમે હા પાડી. પણ તેણે તરત જ, પ્રશ્ન કર્યો: 'કેટલો આપું? આનાનો કે બે આનાનો?...' આચાર એટલે અથાણું–અથાણું— અથાણાની એક ચીર પણ આ પરદેશી જુવાનો મફત લઈ જાય, એ વાત એના સ્વભાવવિરૂદ્ધ

હતી. કાઠિયાવાડનાં ગામડાંઓ જ્યાં અથાણું માગ્યું મળે તે નજર આગળ તર્યાં. આંહીંનાં ગામડાઓમાં પણ શહેરોની હોટેલોનો આ સ્વભાવ વાણિયા—વેપારીમાં સર્વસામાન્ય જેવો છે. તેમ જ આ વેપારીઓ ' પહાડ કે લડકા 'નાં આંસુ થઈ જાય, એટલી હદ સુધી તેમને નીચોવે છે. તેણે અથાણું લાવી આપ્યું. થોડુંક વાંસનું, કેરીનું, ને કંઈક પહાડી ફળનું હતું. પણ એ વખતે તો એની જરુરિયાત અમારા મનથી ભારે હતી. ખાધું ને પાણી પીધું. જ્યાં સુધી અમે કાંઈક લેશું એવી આશા હતી, ત્યાં સુધી તો પાણીનો સત્કાર પણ તેણે કર્યો. પણ જ્યારે હવે અમે દૂધ કે કાંઈ લેવાના નથી એમ એને ખાત્રી થઈ, ત્યારે પછી પાણી માગ્યું એટલે એણે ચોખ્ખું પરખાવી દીધું કે થોડે દૂર ચાલ્યા જાઓ, એટલે સામે પાણી મળશે ! અમને પાછળથી ખબર પડી કે આ સદ્‌ગૃહસ્થ તાતાપાણીના ' બૅંકર ' છે. ભોળા અને હસમુખા ' પહાડ કે લડકા 'નાં આ બધા મીઠાબોલા દુશ્મનો છે.

હવે અમે પાછા જવા માટે રવાના થયા. સતલજનો એ વિશાળ પટ—એક બાજુ પહાડોની ધારોમાંથી ચાલ્યો આવતો પ્રવાહ—અને લાંબે

સુધી દૃષ્ટિ કરો ત્યાં સુધી પથરાયલી વનશ્રિ—એમની છાપ તો હમેશને માટે રહી ગઈ. પણ અમે લગભગ સાડા સાત હજાર ફીટની ઉંચાઈ એથી—છેક તળેટીમાં આવ્યા હતા. એટલે હવે તાપ એવો સખ્ત લાગવા માંડ્યો કે પાછા ફરતાં પૂરેપૂરો દિલ્હીના ઉનાળાનો અનુભવ થઈ ગયો. અમે પાછા તો વળ્યા, પણ તાપ કહે હવે મારું કામ. સતલજના પ્રબળ પ્રવાહનો અવાજ ધીમે ધીમે દૂર થતો લાગ્યો. સતલજ પર ઓળંગવાનો પૂલ છે તે ઓળંગી, અમારે રસ્તે ચડી ગયા. પણ પાછી તરસ બહુ લાગી હતી, ને પાણી પીધા પછી ચાલીએ તો સારું એમ મનમાં થયા કરતું હતું. ત્યાં વચ્ચે એક બાગ આવ્યો. એને બાગ તો ન કહેવાય—પણ એક નાની સુંદર વાટિકાનું નામ એને બરાબર શોભે. અંદર જઈને પૂછ્યું કે પાણી આપશો ? અંદરથી મીઠો વિવેકભરેલો હિંદીમાં જવાબ આવ્યો: 'આવો ભાઈ બેસો, ને પાણી પીઓ ! . . .' અમે અંદર ગયા, પણ એ નાની સરખી વાટિકા તો મનમાં બેસી ગઈ. એટલી સુંદર અને અકૃત્રિમ હતી. ત્રણે પાસે લીલાછમ ડુંગરા હતા, ને એક પાસ અમે આવ્યા તે ધોરી રસ્તો હતો. ડુંગરમાંથી ઠંડાં પાણીનાં ઝરણાં ચાલ્યાં આવતાં હતાં: અને આ વાટિકાના

અત્યંત સ્વચ્છ ક્ળીમાં થઈ ધીમે ધીમે નીચે ચાલ્યાં જતાં હતાં. ને માર્ગ નીચે વહી સતલજમાં વહી જતાં હતાં. હમેશા યાદ રહી જાય તેવાં આવા ઝરણા–શાંત, મધુર અવાજ કરતાં, પોતાના ક્ળીમાં થઇને છાના છાનાં ચાલ્યા જાય એ દૃશ્ય તો બહુ જ મનોહર લાગ્યુ. ચારે પાસ લીલીછમ દ્રાક્ષનો વેલો છાયો પાથરી રહ્યો હતો અમને તે વાટિકાના ભલા માલિક શિવરામ પંડિતે ખાટલો ઢાળી આપ્યો. ને પીવા માટે પાણી આપ્યુ. પણ જ્યાં જુઓ ત્યાં નજર ચોંટી જાય એવા સુંદર વિવેકભર્યા વિધાનથી, આખી વાડી—કોઈ પણ જાતની ખાસ ગોઠવણ વિના—આકર્ષક બની રહી હતી. ઘર પાસેનું ક્ળી લીપેલુ અને સ્વચ્છ હતું. ત્યાં પણ એક તરફ થઈને ઝરણનુ પાણી નાના ઘાટીલા ધોરીઆમાં થઇને ચાલ્યું જતું હતું. નીચે દ્રાક્ષનો વેલો—આલચુ ને જરદારૂનાં ઝાડોને વિંટી વળ્યો હતો. એક જ વેલાની છાયાથી, આખું ક્ળી મોહક ઠંડીમાં નાહી રહ્યુ હતું.

વેલા પર દ્રાક્ષ તો લૂમખા ને ઝૂમખા વળગી રહી હતી. આલચુ ને જરદારૂનાં ઝાડ તો ફળના ભારથી નીચે નમી પડયાં હતાંઃ ને જરાક હાથ ઉંચો કરો એટલે તમારા ખોળામાં ફળનો ઢગલો થાય,

નજર આગળ તર્યાં ! મનુષ્ય કેવો હજાર હજાર માઈલની સાંકળ બાંધીને ફરે છે. એ સાંકળ ભૂતકાળના કયા કયા, કેવા નાજુક પ્રસંગ ઉપરથી ચિત્રો ખડાં કરે છેઃ ને એ આનંદની સ્મૃતિમાં જ આંસુ પણ સાથે સાથે ડોકિયાં કરે છે ! . . . કોણે પૃથક્કરણ કર્યું છે, પણ મનુષ્યનું હૃદય તો અનેક સંસ્કારોનો વારસો બાળવતું લાગે છે. આનું નામ જ અજ્ઞાત મન નહિ હોય ?—અને તો પછી એક જન્મના સંસ્કાર ને બીજા જન્મની શરૂઆત એવું કોઈ અનુમાન કરી શકાય કે નહિ ? શિવરામ પંડિતને ત્યાં છાશ પીધી. પછી પંડિતજીએ ખાદીની પ્રવૃત્તિ વિષે અમને પૂછ્યુંઃ ને ગાંધીજી હાલ કયાં છે તે સમાચાર પૂછ્યા. તાતાપાણીમાં પેલા દુકાનદારે પણ પ્રશ્ન પૂછ્યો હતોઃ પણ તે પ્રશ્નમાં જ પૈસાની બદબો છૂટતી હતી. શિવરામની રજા લઈને ઉઠયા, ત્યારે ખરેખર, શકુન્તલાને ચોટયાં હતાં તેમ વૃક્ષો ભાઈઓની જેમ જ અમારા હૃદય સાથે વળગ્યાં હતાં. જગ્યા તો જાણે સહરાના મેદાનમાં મુસાફરને કોઈ ઠંડી શીતળ ટેકરી જેવી સુંદર લાગે તેવી જ લાગી હતી. પણ 'રૂદિયા સાથે રૂદિયો' મેળવીને હાલતાં ઝાડવાં તો ખરે જ છોડવાનું મન

ન થાય તેવાં હતાં.



સતલજનું એક દૃશ્ય

અમે ઉઠયા ત્યારે આગ્રહ કરીને શિવરામને

પૈસા આપ્યા. તેણે કહ્યું કે ભજીના રાણાએ આ વાડી મને ધર્માદા આપી છે ને હું તેનો ધર્માદામાં ઉપયોગ કરું છું. વળી વધારે અજાયબી એ હતી કે, તેણે કહ્યું કે મારા દાદા ગૂજરાતમાંથી આવીને રહેલાઃ ગમે તેમ—આ પંડિતે અમારો બહુ સુંદર સત્કાર કર્યો. તેનું સરનામું લખી લીધું ને સરનામું આપ્યુ પણ ખરું. એ સ્થાન છોડતાં, પહેલી જ વખત લાગ્યું કે, અમે ઘર છોડીએ છીએ! . . . કેટલું શાંત વાતાવરણઃ કેવું સૌમ્ય દૃશ્યઃ અને કેવી આનંદ આનંદ થાય તેવી નાની સરખી સુંદર વાટિકા!

આપણા શિક્ષિત મુસાફરો હર જગ્યાએ પંડયાજી ઉપર અનેક પ્રહાર કરવા ચૂકતા નથી. પંડયાજી સ્વાર્થી ન હોય, તેવું બતાવવાનો કાંઇ આ પ્રયત્ન નથી; પણ વીશીવાળા ને હોટેલવાળા પાસેથી, દર ક્ષણે, રોકડ મૂકી મૂકીને હર ચીજની ખરીદી કરવા કરતાં, આવા પંડયાજીને ત્યાં આપણો અતિથિભાવ વધારે પોષાય છેઃ ને મુકાબલે, પેલી લૂંટ કરતાં આ સગવડતા વધારે સારી નિવડે છે! પરંતુ અંગ્રેજી કેળવણી પ્રમાણે ટેવાયેલા માણસો દરેક વસ્તુનું ‘પ્રાઈસલીસ્ટ’ માગી તે પ્રમાણે થતો બોજો ઉઠાવવા તૈયાર હોય છે,

જ્યારે 'પ્રાઈસલીસ્ટ' વિના તમારી દરેક સગવડ સાચવનાર પંડયાનો 'ચાર્જ' તેમને આકરો લાગે છે. ને પોતાના મુસાફરીના વર્ણનમાં હરેક બાને તેમને કાંઈ ને કાંઈ શરપાવ આપ્યા વિના રહેતા નથી!

તાતાપાણીથી ચાલીને અમે પાછા 'બાગ' ગામમાં આવ્યા. કારણ કે અમારો વધારાનો સામાન ત્યાં પડયો હતો. જેને ત્યાં ઉતર્યા હતા, તેનું આખું કુટુંબ ખેતરમાં કામ કરવા ગયેલું હતું. ઘેર એક કૂતરો, એક ઘેટો, ને સાંઢું જેવાં બે વાછરડાં બાંધેલ હતાં. બધી 'રિયાસત' ખુલ્લી પડી હતી. અમારો ઓરડો પણ ખુલ્લો જ હતો. સાંકળ ખોલીને અંદર ગયા તો સામાન જેમનો તેમ પડેલો હતો. અમે જવાની ઉતાવળમાં હતા; થોડીવાર બેઠા, પાણી પીધું ને પછી કુંટુંબનું કોઈક માણસ આવે તો રજા લઈ લઈએ, તે માટે ઘણી બૂમો મારી. પણ કોઈ આવ્યું નહિ. ખેતર બહુ દૂર હશે, અથવા તેથી પણ વધારે દૂર પાણી ભરવા ગયાં હશે પણ એકાદ કલાક વીત્યો ને કોઈ આવી પહોંચ્યું નહિ. અંતે, આ ભલા માણસોની રજા લીધા વિના જ નીકળવાનો પ્રસંગ આવ્યો. જે પથારી પર સૂતા હતા તે પથારી પર થોડા પૈસા મૂકયા, ને કોઈ આવતું

હોય તો એમને મળી લેવા માટે વારવાર પાછા ફરી જોતા જોતા રવાના થયા

પેલો દુકાનદાર રસ્તામા મળ્યો તેને પૂછતા,



તેણે એક નવો માર્ગ દેખાડ્યો એ માર્ગ બીજા ડુગરાઓમા થઈને લાબી સડકને મળતો હતો અને એ માર્ગે ત્યાથી સીમલા માત્ર બાર માઈલ દૂર હતુ ડુગર ઉપર થઈને જનારો આ માર્ગ માત્ર બે માઈલ જ છે એમ તેણે કહ્યુ આ માર્ગની વિટબનાથી

અજાણ્યા એટલે અમે તો એમ ગણ્યું કે સીમલા લાંબે રસ્તે છવીસ માઈલ છે: ને આ ડુંગરાનો રસ્તો લેવાથી ચૌદ માઈલ કપાઈ જાય છે. વળી જે રસ્તે આવેલા, તે રસ્તાની કેટલીક ખીણો તો હજી નજર આગળ તરતી હતી: ને એ ભયંકર કલ્પનાથી જ ધ્રૂજતા હતા. વળી એ લાંબે રસ્તે જતાં જો રસ્તામાં રાત પડે તો કોઈ ગામડું, ઝૂંપડું કે કોઈ ઠેકાણું આશ્રય માટે મળે તેમ ન હતું. એટલે અમે એ માર્ગ પડતો મૂકી આ માર્ગ લીધો. પણ એ માર્ગ તો એમના જેવા માટે જ હોય છે, એ ખબર તો પાછળથી જ પડી.

જીવનમાં આશા ઉપર ઝૂકેલો માણસ હરઘડીએ ગુલાબી સુરખી જુએ ને દરેક વખતે નિરાશાનાં વધારે ને વધારે કાળાં વાદળાં જ દેખાય, એની જે સ્થિતિ થાય તે સ્થિતિ અમારી થવા માંડી. આ ડુંગરી માર્ગે એક ડુંગરો છેક ટોચે ચડીને આશા રાખીએ, કે પાછળ જ રસ્તો દેખાશે, પણ પાછળ માત્ર ઉતાર હોય, ને બીજા એથી વધારે ઊંચા ડુંગરા ઉપરનું ચડાણ સીધું ને સીધું અમારી રાહ જોતું ઉભું હોય. આવા તો અનેક ડુંગરા ચઢ્યા, બે કલાક વીતી ગઈ, છતાં હજી તો રસ્તાની નિશાની પણ મળી નહિ. તરસ પણ બરાબર લાગી

હતી. રસ્તામાં કોઈ મળે નહિ, ને રસ્તો સાચો હશે કે નહિ એ વિષે પણ શંકા થવા લાગી. એવી ને એવી સ્થિતિમાં આશરે ત્રણ કલાક પછી એક પહાડીને ડુંગરા ઉપર ખેતરમાં જોયો, તેને પૂછીને ખાત્રી કરી કે રસ્તો તો સાચો છે. પણ પાણી ન મળ્યું. છેવટે એક ડુંગરાની તળેટીમાં એક નાનું ઘર દેખાયું ત્યાં ડુંગર ઉતરીને ગયા. પણ ઘરમાં કોઇ જ મળે નહિ. ઝાંપલી ઉઘાડી અંદર પેઠા તો ફળીમાં એક બકરી બાંધેલી હતી. એક ઠેકાણે ઘડામાં પાણી હતું. બીજું કાંઇ જાણવાનો તો વખત ન હતો, એટલે જેનું હોય તેનું, પાણી પી, તૃષા છીપાવી, પાછી ઝાંપલી દઇ ચાલતા થયા. અજાણ્યા મુસાફરોથી ભડકેલી બકરી સિવાય એ વાત બીજા કોઇએ જાણી નહિ. ને અમે પાછા આગળ વધ્યા. અધુરામાં પૂરું અમારી પાસે બોજો પણ હતો, એટલે ચડાવ તો એવો વસમો લાગે કે વાત પૂછો માં. નીચે હરિયાળાં ખેતરો ઝૂકી રહ્યાં હતાં, ને દૂરના ને પાસેના ડુંગરાઓ મોહક લીલી જાજમ પાથરી રહ્યા હતા, પણ એ જોવાની કે એમાં આનંદ માણવાની અત્યારે તો શક્તિજ ન હતી. અમે તો આ 'ચડાવ' ને 'ઉતાર' કરતાં કરતાં ચાર કલાક ગાળ્યા, ત્યારે જ મેલા રસ્તાનાં દર્શન

થયાં ! બે માઇલ કાપતાં ખાસ્સા ચાર કલાક થયા–ને છાતીફાટ શ્રમ પડયો તે વધારામાં. એટલે આ બે માઇલ ચૌદ માઇલના લાંબા રસ્તા જેટલા જ મોંઘા પડી ગયા. આ તો સોંઘા જાપાની માલની ખરીદી જેવી વાત થઈ. થર્ડકલાસના ડબ્બામાં એક વખત એક સવા રૂપિયાનું સોંઘું ઘડિયાળ મળેલું–એણે પાછળથી રૂસણાં લીધેલી રાધાની જેમ જે સેવા કરાવેલી હતી તે વાત યાદ આવી ગઇ.

હવે તો સાંજ પણ પડવા આવી હતી, ને પાછો રાતનો આશ્રય શોધવો પડે તેમ હતું. રસ્તામાં એક દુકાન આવી ત્યાંથી પેટનું ભાડું ચૂકવીને પાછું એકાદ માઇલ ચાલવું એવો નિશ્ચય કર્યો. રસ્તામાં ‘નળદેરા’ નામે બે ત્રણ દુકાનોની એક જગ્યા છે. રાત્રિ ત્યાં ગાળવાનો સંકલ્પ કરી આગળ વધ્યા. વચ્ચે ડુંગરામાં થોડાંક સુંદર મેદાનો આવે છેઃ એ મેદાનો પર ઘાસચારો પુષ્કળ થાય છે ને ઢોરઢાંખર નભે તેવું છે. પણ ત્યાં બધે અંગ્રેજોએ રમવાની જગ્યાઓ બનાવી છે. આ લોકોને મરતાં મરતાં પણ એકાદ પતંગીયુ પકડવાનું જ રહેતું હશે ! વિલાસ અને રમતની પણ કાંઇક હદ તો હોય જ. તેમ જ જીવનનો આખો ધર્મ જ રમત બની જાય, તો પછી, એ પણ એક જાતનો રોગ જ છે.

હવે મારું વર્ણન ટૂંકામાં પતાવું. જે અનુભ
બાગમાં થયેલો, તે તાજો જ હતો. એટલે 'નળદેશ
પહોંચ્યા પછી, દુકાનદારને પૂછવાની હિમ્મત પ
ચાલી નહિ. અમે તો ઓશરીમાં ધામા નાખ્યા
ઓશરીમાં લીંપણ કે ગાર જેવું કાંઈ હતું નહિ. રાખ
ના ઢગલા પડયા હતા. ને એક બાજુ ખચ્ચર બાંધ્ય
હતાં. સામે બીજી દુકાન ઉપર ચાર પાંચ જણા બેઠ
બેઠા તાપતા હતા. થોડી વાર પછી ત્યાં ગયા,
મનમાં નિશ્ચય કર્યો હતો કે કાંઈ બોલવું નહિ. અ
પણ મૂંગે મોંએ કાંઈ પણ બોલ્યા વિના સૌની સા
તાપવાનું શરૂ કર્યું! પછી ધીમે ધીમે વાત કરતાં લાગ્
કે હવે આંહીં તો પાણી, પાથરણું ને જગ્યા મળશે
ભૂખ હતી, એટલે થોડાંક બટેટાં લઈ, ધૂણીમાં શેકવ
બેઠા. એ સ્વાદ વળી કાંઈ ઓર જ આવી ગયો
મુસાફરીનો ખરો આનંદ જ આવી મુશ્કેલીઓમ
છે. એ બધી મુશ્કેલીઓ ભવિષ્યના આનંદ માં
ભરપૂર ખજાનો બની રહેશે.

તે રાત્રિએ ઉંઘ પણ સુંદર સ્વપ્ન જેવી મનોરમ
થઈ ગઈ. થોડે છેટે ખચ્ચરના ગળાની ટોકરીએ
વારંવાર વાગ્યા કરતી હતીઃ સામે તાપણું કરી
ચાર જણા ધીમે ધીમે વાતો કરતા હતાઃ ને હૂકકે
ગડગડાવતા હતા, ચારે તરફ ડુંગરાનાં ઝાડો અમાર

જેવા નવા પરદેશી ઉપર કૃપા કરી છાનાં ઉભાં હતા. થાક, ભૂખ, તરસ, ને તાપ—એ ચાર જીવનને જીવન દેખાડનાર રત્નો, બે કલાક પહેલા જ અમારો ગાઢ સંગાથ કરી રહ્યા હતા. હવે અત્યારે તો એ બધા સરી જઈ નિદ્રાદેવી, વ્હાલી માની જેમ ઉંઘતા બાળકો પર હાથ ફેરવી રહી. પાસેની ઘંટડીઓ મધુર ને મધુર બનતી, છેવટે લય પામતા સ્વરની જેમ નિદ્રામાં સમાઈ ગઈ.

બીજે દિવસે સવારે વહેલા ઉઠી પાછું પ્રયાણ શરૂ કર્યું. હવે રસ્તો સીધો હતો, પણ તેથી ઓછો સુંદર ન હતો. મશોબ્રા પહોંચ્યા ત્યારે બાર વાગી ગયા હતા.



મશોબ્રાનો માર્ગ

સીમલાનો સુંદર સીધો રસ્તો હવે મળી

ગયો હતો. એટલે મશોબ્રાની બજારમાંથી પસાર થતાં, એક હલવાઇવાળાને ઉનો ઉનો શીરો તૈયાર કરતો જોઈ તેની દુકાનમાં જ બેસી ગયા ! બે દિવસ પછી એ ભોજન વધુ મીઠું પણ લાગ્યું.

અમે તાતાપાણી જઈ આવ્યા. હેરાન પણ ખૂબ થયા ને આનંદ પણ ભારે આવ્યો. હેરાનગતી આજે ભૂલાઈ ગઈ છે, ને આનંદની પળો તો હજી પણ સાંભરી આવે છે. ઈશ્વરે મનુષ્યને કલ્પના આપીને પોતાના જેવો બનાવ્યો છે. અને આજે એ મધુર યાદગિરી, ચારે તરફના દુઃખના ડુંગરાઓ વચ્ચે પણ, પોતાનું પ્રિય સ્ત્રી જેવું હસતું મોં દેખાડી દેખાડી છૂપાવી દે છે. જીવનના મર્મભાગ પર પ્રહારો થાય, ત્યારે આવી અંતઃસ્થ સમૃદ્ધિ તરત ઘરનો આનંદ આપે છે. કોઈ દર્દીને અતિ અગત્યની દવા અચાનક ઘરના ખૂણામાંથી મળી જાય તેમ. સ્મૃતિના અનેક ખૂણામાંથી એક ખૂણામાં અત્યારે તો છૂપાઈ ગયેલી આ મુસાફરી, બરાબર ટાંકણે પરમ ઔષધ જેવી અચાનક બહાર નીકળી આવશે. એમ કહેવાય છે કે તત્ત્વજ્ઞાનની સીમાએ પહોંચતાં સંયમની પરંપરા પસાર કરવી પડે છે. પણ એક વખત પહોંચેલાને તો, ડુંગરાની ટોચ પરથી જેમ બધાં જ દૃશ્યો મનોરમ ને સૌમ્ય બની

જાય છે, તેમ બધા જ પ્રસંગો અતિ યોગ્ય ને સંવાદી બની જાય છે. વિસંવાદ ને વિસંવાદી સૂર તો નીચેનાંને જ દેખાયા કરે છે.



સીમલાનો દેખાવ



શીંગલામાંથી હિમાદ્રિનો દેખાવ

સીમલા એ મારું હિમાદ્રિનું પ્રથમ દર્શન હતું. કાલકા સીમલા રેલ્વે વળાંક લેતી ચાલે છે–ને નજર આગળ, જેમ કોઈ મહાન પડદો ઉપડે તેમ એક પછી એક વધારે ને વધારે ઉત્તુંગ પહાડો આવતા જાય છે. ગમે તેટલી લાંબી નજર કરો પણ લીલાછમ સુંદર પહાડો સિવાય બીજું કાંઈ દૃષ્ટિને સ્પર્શે જ નહિ. ખરી રીતે તો એ રંગની ભાષા દ્વારા જ વધારે સુંદર રીતે વ્યક્ત થઈ શકે. છતાં એ ડુંગરાઓ, ડુંગરાઓ ઉપરનાં, કવિ કાલિદાસે વર્ણવેલાં, દેવદારૂનાં વૃક્ષો, મનોહર ઝરણાંઓ, રૂપેરી હિમાદ્રિશૃંગો, અને તમારી નજરે પડતી, પહાડ ઉપર આડી અવળી જતી, કયાંક રેખા દોરતી તો કયાંક લુપ્ત થતી, છતાં ઉપર ને ઉપર ચાલી જતી મુગ્ધ કરે તેવી પગદંડીઓ!

તમે કોઈ જગ્યાએ એક ઘડીભર ઉભા રહો–અને સામેની પગદંડી તમને એટલી તો આકર્ષક લાગે કે તમને ત્યાં ગયા વિના ચેન જ ન પડે.

તમને એમ પણ લાગે કે આ જે જગ્યાએ તમે ઉભા છો અને અંગ્રેજોનો પાંચસોમા મજલાનો ઠાઠ જુઓ છો–બરાબર એ જ જગ્યાએ, શતદ્રુનો કવિ ઉભો હશેઃ આંહીં જ આર્યોએ વીરત્વ મેળવવા ઇંદ્રની ઉપાસના કરી હશેઃ દસ્યુઓને હણ્યા હશેઃ

અનાર્યોને ભગાડયા હશે.

આંહીં સીમલા પાસે છોટા સીમલા છે, તેની બન્ને બાજુ વૃક્ષોથી ભરેલી સડકે, જો કોઈ ચાંદની રાતે ફરવા નીકળે તો વળી જુદો જ ઠાઠ દેખાય. પહેલાં તો એ વૃક્ષોની મનોહર ગુંથણી અનેક રીતે વધુ આકર્ષક હોય છે. બીજું આકાશી તારાઓ વધારે સ્વચ્છ ને સુંદર લાગે છે. રસ્તાની શાંતિ પણ કાંઈ ઑર જ હોય છે–ને એમાં પણ જો કોઈના મધુર પિયાનાના સ્વરો રસળતા, આકાશ માર્ગે ચાલ્યા આવતા હોય–તો દુનિયાની ગરીબી જોઈને, ચંદ્રને ફીટકારવા નીકળેલો ગરીબવાદી પણ, એક ઘડીભર તો મંત્રમુગ્ધ બનીને ઉભો રહે ! સ્વરોની મીઠાશ ઉપરા ઉપરી ચાલી જ આવતી હોય છે–ને તમે એ રસ્તે મંદ–અતિમંદ પગલે, કાંઈ પણ હેતુ વિના રખડયા જ કરો છો !

આ છોટા સીમલાની સડકે ચાંદની રાતે હું ઘણી વખત રખડયો છું; ને જેટલી વખત રખડયો છું તેટલી વખત પેલી મનોહર સૂરાવલિ પણ સાંભળી છે. આ પહાડોનાં અનેક ઋતુનાં અનેક દૃશ્યો તો કોઈ રેરીશની પીછી વિના મળી શકે નહિ; પણ હિમાલયમાં બીજું કાંઈ જ ન હોય–તો કેવળ એની પ્રાણદાયી શાંતિને માટે પણ એ અમૂલ્ય છે.

હિંદીઓના આત્મામાં તો એની અનેક મધુર કથાઓ ભરી છે. અને કોને ખબર છે–પણ જ્યારે આખું વિશ્વ વૈજ્ઞાનિક યુદ્ધોથી ખુવાર થઈ જશે– ત્યારે છેવટે એકાદ નવો સંદેશો મેળવવા સૌ હિમાલય તરફ દૃષ્ટિ નહિ કરે ?

હિમાલય એ હિંદનો મુગટ છે : પણ હિંદીઓનો તો પ્રાણ છે.

•

# ગિરનારની છાયામાં

પહોંચે ના કર્ણે કિલકિલ ધ્વનિ આ જગતના
વહે ધીમા, ધીમા, ખળખળ અંહીં શાન્ત ઝરણાં
*
નિલી કુન્જોમા છે સુમન મકરન્દે ભભકતાં,
*
અને હું ધારૂ છુ પ્રતિફલ રૂપાળું હસમુખું
બને છે ભોગી આ અનિલ લહરી, સ્પર્શસુખનુ !

**પ્રાચી** દિશામાં ભગવાન્ સૂર્ય નારાયણનું સુવર્ણમય સિંહાસન મૂકાઈ ચૂકયું હતું, રૂપેરી અને સુનેરી રંગની અનિયમિત રેષાઓ પૂર્વ દિશાને શોભાયમાન કરતી હતી, તેના પ્રતિબિમ્બ રૂપે પશ્ચિમ દિશામાં આછો ગુલાબી રંગ પ્રસર્યો હતો; કવિવર મિલ્ટનના શબ્દોમાંઃ—

---

બહાઉદ્દીન કોલેજ મેગેઝીન–જુન ૧૯૧૬–માથી આ વર્ણન આહીં ઉતારી લીધુ છે; એ વખતની વર્ણનશૈલીમા ફેરફાર કર્યો નથી.

Now Morn, her rosy steps in the eastern clime
Advancing sowed the earth with orient pearl.

અથવા अभूत् प्राची पिङ्गा रसपतिरिव प्राश्य कनकं

આજના પ્રભાતમાં અપૂર્વ ખૂબી હતી. અમે ગંભીર ગિરનારનાં સોપાન ચડવાં શરૂ કર્યાં હતાં, આસપાસનો ભવ્ય અને મોહક દેખાવ નયનને તૃપ્ત કરતો હતો. હજારો વિહંગોના મિશ્રિત સ્વર કર્ણમાં અમૃત રેડાતા હતા. નૈસર્ગિક સૌંદર્યમાં પણ કાંઈક સૌંદર્ય પૂરતી, આસપાસના સૌંદર્યની સ્પર્ધા કરતી પ્રતિકૃતિઓ હોય તેવી, બે ત્રણ સુંદરીઓ અતિ પરિશ્રમ સહન કરી ગિરનારનાં સોપાન ચડવા પ્રયત્ન કરતી દેખાતી હતી અને તેમના નૂપુરનો મધુરસ્વર કર્ણપ્રિય થવા મંથન કરતો હતો. સ્વર્ગભૂમિ જેવી ભૂમિ હતી, અને તે ભૂમિ પર જાણે કે અપ્સરાઓ–દિવ્યાંગનાઓ રમત કરવા આવી હોય, અને તેમનાં ' નૂપુર છન્દો ઝમકી રહે છે !'

અમે આગળ ચડવા લાગ્યા. સર્વસ્થાન દૂરનાં અને અતિ દૂરનાં ધીમે ધીમે દૃશ્ય થવા લાગ્યાં. એક તરફ ગંભીર ગિરનાર ગગનમંડળ સાથે વાર્તાલાપ કરતો ઉભો હતો. અમે પિતાના અંકમાં નાનાં બાળક કૂદતાં હોય તેમ હર્ષભેર આગળ વધવા લાગ્યા. રસ્તા પરનાં સર્વ પરિચિત–અપરિ-

ચતિ સ્થળ પર આંખ ફેરવવા લાગ્યા. પૃથિવી માતાએ નીલી સાડી ધારણ કરી હોય તેમ તલાટીનાં સર્વ સ્થાનો વૃક્ષોથી ભરપૂર દેખાતાં હતાં. નવ વાગવાનો સમય થયો હતો, ભગવાન્ સૂર્ય નારાયણે ડુંગર પાછળથી ડોકું બહાર કાઢયુ હતું, પહેલી ટૂંકનાં દહેરાં દશ્ય થતાં હતાં. પગમાં શક્તિ વધતી જતી હતી, અને અંતે અમે દસ વાગતાં, પહેલી ટૂંકમાં પ્રવેશ કર્યો.

નૈસર્ગિક સૌંદર્યની સ્પર્ધા કરવા અહીંઆં મનુષ્યોએ પ્રયત્ન કર્યો છે. કાળનાં ચક્રમાંથી બચી જવા માનવોએ અહીં યત્ન કર્યો છે. દહેરાં છે સુંદર, અને તેની સુંદરતાને, આવા નિર્જન સ્થાનમાં હોવાથી, પ્રવૃત્તિમય જગતે કાંઈ ચોળી નથી. સુંદરતા રહી છે અખંડ–અભંગ; કિંતુ કાલના વજ્ર પ્રહારનો પ્રતાપ પણ જરાતરા દશ્ય થાય છે. ગુજરાતનું પ્રાચીન ગૌરવ ગિરનારે અહીંઆં સાચવી રાખ્યુ છે.

સૌરાષ્ટ્રની પ્રાચીન સમૃદ્ધિનો આ સ્મરણ લેખ છે. મનુષ્ય પ્રયત્ન શું કરી શકે, તેનું આ પ્રત્યક્ષ ઉદાહરણ છે. અહીંઆં અસંખ્ય મૂર્તિઓ છે. બધી મૂર્તિઓનો આકાર લગભગ સરખો છે.

જ્યાં જુઓ ત્યાં અનુપમ કૃતિઓ! ભવ્ય

મૂર્તિઓ! હસ્તકૌશલ્યનીપરાંકોટિ! અહીંઆંનાં દહેરાંની રચના, અને વિધવિધ કૃતિઓ મનુષ્યને મુગ્ધ બનાવી દે છે–આશ્ચર્યલીન કરી દે છે. એક સ્થળે એક મોટા ભવ્ય ઓરડા જેવી મૂર્તિ છે. તે મૂર્તિ અતિ ભવ્ય અને મનુષ્યની અનુપમ કળા કૌશલ્યનું સ્પષ્ટ ઉદાહરણ છે.

જુદા જુદા સ્થળમાંથી અનેક પ્રદેશો પર દૃષ્ટિ ફરતી હતી. કર્તાની અનંત–અગાધ–અસાધારણ શક્તિ પર વિચાર કરતાં, મનુષ્ય આ સ્થળમાં પોતાનું જીવન પૂરું કરી શકે તેવું છે. કેટલેક સ્થળે કાળના ક્રૂર પ્રહારથી એકાદ અવયવ ભગ્ન થયું છે; અને અર્વાચીન કલાએ, પ્રાચીન કલાનું હાસ્ય જનક અનુકરણ કરી તેમાં થીગડાં પૂર્યાં છે, કિન્તુ ચતુર વિલોકનાર એ સહજમાં સમજી શકે તેવું છે.

અમર થવાની આશાએ કરેલો વસ્તુપાલ અને તેજપાલનો આ પ્રયત્ન કેવળ હાસ્ય જનક નથી, હજી સુધી–અનેક વર્ષો પછી–એ સૌંદર્ય વિલોકી જનમંડળ મુગ્ધ બને છે. કાળના અતિશય ક્રૂર અને અનિવાર્ય પ્રહારો, ગિરનારની ગંભીર છાયામાં હોવાથી તેના પર નહિ જેવી અસર કરી શક્યા છે.

કલાન્ત થએલા શરીરને શાન્ત કરી—તેના

પરિશ્રમનો સંપૂર્ણ બદલો આપી—અમે ' શેશાવન અથવા સીતાવન ' નામના ગિરનારના નાના કિંતુ અતિ રમ્ય પ્રદેશ તરફ પ્રયાણ કર્યું.

પૃથ્વી પર કેટલાંક એવાં રમણીય સ્થાન છે કે જ્યાં દિવ્યાંગનાઓ પણ ઘડીભર વિશ્રાન્તિ લેવા ઇચ્છે, દિવ્યલોકવાસી પણ જ્યાંની રમણીયતા અવલોકી મુગ્ધ બની જાય, ઉદાસી અને શોકથી મ્લાન રહેતા વદનથી પણ જ્યાં અનિચ્છાએ—અનાયાસે—સહજ હસી જવાય, વ્યવહારિક કટુતાથી ખિન્ન થયેલાં હૃદયો આરામ પામે, અને ખૂનીમાં ખૂની મગજના તાર પણ અતિ શાન્ત થઈ જાય. સૌરાષ્ટ્રની ભૂમિને પુનિત કરતો, અને આસપાસના પ્રદેશને અનુપમ સૌંદર્યથી ભરતો ગિરનાર પર્વત આવું જ એક સ્થળ છે. યોગીઓનું મંગલમય ગૃહ છે; બહારવટીઆઓનું નિર્ભય સ્થાન છે; સ્વર્ગાંગનાઓને રમવાનો ચોક છે; લોકોનું વિશ્રામ સ્થાન છે અને દેવોનો સભા મંડપ છે. અમે ' ગૌમુખી ગંગા ' નામની બીજી ટૂંક જોઇ, ત્યાંથી ત્રીજી ટૂંક તરફ ન જતાં, * શેશાવન અથવા સીતાવન તરફ ચાલ્યા. આ વન છે તો નાનું કિંતુ તેનું સૌન્દર્ય

* આ નામ સહસ્ર આમ્રવનનું ટૂંકું નામ છે એમ મને કહેવામાં આવ્યું હતું.

અસાધારણ-અદ્વિતીય-અનન્ય છે. આ અતિ નાજુક અને નાના પરંતુ રમ્ય વનમાં, જ્યારે અમે પ્રવેશ કર્યો ત્યારે ત્યાંની સુંદરતા અવલોકી મુગ્ધ બની ગયા. પક્ષીઓનો મન્દ, મધુર અને મોહક સૂર કર્ણેન્દ્રિયને તૃપ્ત કરવા લાગ્યો. વાતાવરણમાં દિવ્ય સ્વરનાં આંદોલનો ભરાવા લાગ્યાં. તેની હલક અમારા પર કાંઇક ઓર ખૂબીથી ઢોળાવા લાગી. સ્વર-કલરવ મન્દ-અતિમન્દ અને પછી વિલુપ્ત થવા લાગ્યો. વિલુપ્ત થયા પછી અને પુનઃ કલરવની ધીમે ધીમે થતી શરૂઆત પહેલાં રહેલી ટૂંકી કિંતુ અતિ શાન્ત સંધિમાં કોકિલાનું કૂજન કર્ણેન્દ્રિયને તૃપ્ત કરવા લાગ્યું. જાણે દિવ્યાઙ્ગનાઓ મુક્ત કંઠથી આલાપ કરતી હોય-નિર્જન પ્રદેશ વિલોકી કંઠને ખુલ્લો મૂકી દીધો હોય-તેવું ભાન થવા લાગ્યું. સૂર સ્મરણમાં રહેવા લાગ્યો. મગજમાં સ્વરની જ ધૂન જામી રહી. ટૂહુકારે ટૂહુકારે રહેતી શાંતિનો સમય અમને અધીરા કરવા લાગ્યો. એ સૂર સાંભળવા કાન છૂટા મૂકી, આસપાસના રમ્ય દૃશ્ય તરફ દૃષ્ટિ ફેંકવા લાગ્યા. જ્યાં જુઓ ત્યાં પરમ સૌંદર્ય. ખીલેલાં પુષ્પો પર ભ્રમર ગુંજારવ કરી રહ્યા છે, પક્ષીઓ નિર્ભય બની કુદરતના ગહન અને ગંભીર

સૂત્રો પઢી રહ્યાં છે, સ્થળે સ્થળે નવીનતા ભરી છે ઠેકાણે ઠેકાણે નવું ચૈતન્ય જોનારા જુએ છે, ધીમે ધીમે શાંત ઝરાઓ નિર્મળ જળનું વહન કર્યે જાય છે, જ્યાં દૃષ્ટિ ફેંકો ત્યાંથી દૃષ્ટિ પાછી વળી શકે નહિ. જ્યાં જુઓ ત્યાં ક્ષણે ક્ષણે यन्नवता मुपैति तदेव रूपं रमणीयतायाः નો સંદેશ પ્રત્યક્ષ પ્રમાણથી અપાઈ રહ્યો છે. ઘડીભર આંહીં અમે થોભ્યા. તે સમય માટે તો દુનિયાની શહેનશાત અમારા ચરણમાં લોટતી દેખાઈ. સ્વાતંત્ર્ય અમારી પાસે આવી ઉભું રહ્યું. સુખ શાંતિ અને આનંદ અમને પ્રણામ કરતાં આવી ઉભાં.

જે ગંભીર ગિરિના અંકમાં આ વન સૂતું હતું, અને જેના પરથી હજી હમણાં જ અમે ઉતરતા હતા તેની તરફ એક દૃષ્ટિ ફેંકવા હું પાછો ફર્યો. અનુપમ ભવ્ય અને ભયંકર દેખાવ. મોટા રાક્ષસે હાથમાં બાળક પકડયું હોય તેવું આ તરફ વન; નીલી સાડી ધારણ કરેલી કોઈ અદ્વિતીય સૌંદર્યવતી હોય તેવી નાની બાલિકા–અશોકવાટિકા; અને બીજી તરફ નાસ્તિકને પણ પ્રભુના અસ્તિત્વનું ભાન કરાવવાને, ખૂનીમાં ખૂની મગજને પણ શાંતિમાં ઝૂકાવવાને, વ્યવહારિક આળ પંપાળમાં વિંટાયેલા કલાન્ત હૃદયને

આરામ આપવાને, ઉદાસીમાં ઉદાસી હૃદયને સ્મિત કરાવવાને, પ્રભુની અનંત અને અગાધ શકિતનું જ્ઞાન આપવાને, પરિશ્રમ સહન કરી ઉત્સાહથી કિન્તુ શ્વાસ લેતાં લેતાં શ્રાન્ત થયેલાં આબાલ વૃદ્ધને, અને પોતાના નાજુક તનને તસ્દી આપી ગિરિયાત્રા કરનાર સુન્દરીઓને, પોતાનું અદ્ભૂત સૌન્દર્ય દર્શાવી તેમના પરિશ્રમનો સંપૂર્ણ બદલો આપવાને, આતિથ્ય કરવાને ઉભેલો હોય તેવો ગંભીર ગિરનાર; ગુરુ દત્તાત્રયનું ધામ. આસપાસના સર્વ પ્રદેશો દેખાતા હતા. મોટાં મોટાં કિંતુ નાનાં જણાતાં દૂરનાં વૃક્ષો આનંદમય દૃશ્ય જેવાં બન્યાં હતાં. જળનું વહન કરતાં ઝરણાંઓ દૂરથી જાણે કે રૂપેરી રસ જ્યાં ત્યાં વેરી દીધો હોય તેમ સર્પાકારે વહી રહ્યાં હતાં. સૂર્યનાં કિરણ પડવાથી થતો રૂપેરી ચળકાટ જાણે કે ઘનપટમાંથી વિજળી ચમકાર કરતી હોય, અથવા તો અશોક વાટિકા નવવધૂ ઘુંઘટ ખોલી, પુનમ ચંદ્ર સમ વદન પ્રફુલ્લ કરતી હોય.

રાયણ, આંબા, વાંસ, સાગ,અશોક, જાંબુ, અને લીમડાની સ્નિગ્ધ અને શિતલ છાયા નીચે ઘડીભર બેસવાનું મન થાય—અને ત્યાંથી ઉઠીએ જ નહિ એવું મન થાય તેવું હતું. વ્યાઘ્રાદિ હિંસક પશુઓ આ વનમાં છે એવી લોકવાયકાને વનનું સ્વરૂપ

ટેકો આપતું હતું. પક્ષીઓ વૃક્ષો નીચે નિર્ભયતાથી ગાઈ રહ્યાં હતાં દિલીપનાં યશોગાન રખારીઓ વૃક્ષની છાયા નીચે મધુર સ્વરથી ગાય છે, એવી કાલિદાસના વર્ણનની સ્મૃતિ આવતી હતી. આ વન છે તો સ્વભાવથી જ સુંદર. અને તેની સુંદરતામાં કાંઈક અપૂર્ણતા રહી ગઈ હોય તે પૂર્ણ કરવાને વિધિએ મૂક્યું છે તેને ગિરિના અંકમાં; જાણે કે આફ્રિકાના કાળા હબસીના ખોળામાં એકાદ ગૌર, વિના કારણ સ્મિત કરતું નાનું બાળક હોય. અમે ધીમે ધીમે આનંદયુક્ત હૃદયથી આગળ ચાલ્યા. કેટલેક ચાલ્યા પછી, તો વનના સૌંદર્યનું સત્ત્વ કાઢીને જાણે કે એક નાનો પ્રદેશ રચ્યો હોય તેવા પ્રદેશમાં આવી ઉભા. અહીંઆ 'નેમીનાથ' નું નાનું સરખું દેરું છે. એકાંતવાસી એક પૂજારી ત્યાં રહે છે. તેણે અમને દર્શાવ્યું તે પ્રમાણે ક્રમાનુસાર દર્શન કર્યા પછી તેની પાસે આ પ્રદેશ વિષે ચાલતી સાચી જૂઠી અને અતિશયોક્તિ પામેલી કથા કઢાવી. આ વનના પ્રાચીન ઐતિહાસિક વિષય પર તેનાથી અજવાળું પડી શકે તેમ નહિ હતું. લગભગ બે થવા આવ્યા હતા. સહસ્રરશ્મિ ભગવાન્ નીચા નમતા હતા. પ્રખર કિરણોનો પ્રવેશ આ વનની

સ્નિગ્ધ છાયામાં કરવાનો તેમનો સઘળો પ્રયત્ન વ્યર્થ હતો. મંદ, સુગંધ, શિતળ સમીર વહેતો હતો, પક્ષીઓ કલરવ કરી ગિરનારની છાયામાં અને કુદરતી સૌંદર્યમાં કેટલો આનંદ મળે છે એ બતાવતાં હતાં. મનુષ્યનાં ટોળાં આ સ્થાન વિલોકી આનંદનિમગ્ન થયેલાં દેખાતાં હતાં.

અમારો વિચાર તો હજી આ પ્રદેશમાં આગળ વધવાનો હતો. નૈસર્ગિક સૌંદર્યમાં પ્રતિદિન રહેવા છતાં, તે સૌંદર્યથી મુગ્ધ ન બનેલો પૂજારી અમને આગળ ગયેલા જોવા રાજી ન હતો. તેણે અમને વાણિયા માન્યા હતા. આગળ 'હનુમાન ધારા' નામની અતિ સુંદર જગ્યા હતી; અને ત્યાં શિવનુ એકાદ નાનું દેરું છે. અમે ત્યાં જઇએ એ મહાત્મા પૂજારીને પસંદ ન હતું.

'ત્યાં જૈનને–આપણને–દર્શન કરવા જેવું કાંઈ જ છે નહિ.' તેણે કહ્યું. અમે હજી ત્યાં જવા લલચાયા. મોહનો ભંગ કરવાની ખાતર પૂજારીએ પુનઃ પ્રયત્ન કર્યો; 'ત્યાં માત્ર નજીવી જગ્યા છે.'

પૂજારીનો પ્રયત્ન નિષ્ફલ ગયો; અમે અંદર-અંદર ત્યાં સુધી જવાનો નિશ્ચય કર્યો.

'ત્યાં હિંસક પશુનો ભય પણ થોડો ઘણો-

ખગે ' પૂજારીએ છેટલો પ્રયત્ન કર્યો. ભીતિ દર્શાવી

આ તેનો પ્રયત્ન થાત તો નિષ્ફળ, પરંતુ સમય સાડા ત્રણનો થયો હતો, અમારે હજી 'ગુરુ દત્તાત્રય'ના શિખર સુધી જવા વિચાર હતો એટલે હવે આગળ વધવાનો નિશ્ચય માંડી વાળ્યો અમારા પગમાં શક્તિ હતી ઘણી, પરંતુ આ સ્થાનમાંથી પ્રયાણ કરવાને નહિ હૃદય અને ચક્ષુ મોહિનીમાં પડવા લાગ્યાં પાછું ફરવું અને તે પણ આવા સુંદર સ્થળમાંથી એ સર્વથા અશક્ય હતું અમે આ વનના ઘડીભર અતિથિ બન્યા, કિંતુ એવી ઉત્તમ પ્રતિનું આતિથ્ય તેણે કર્યું કે સર્વદા એના મિજમાન થઈને રહીએ એવી વૃત્તિ થવા લાગી ગુરુ દત્તાત્રય પર અને ગુરુ દત્તાત્રય પરથી જોવાનું ઘણું જ મળશે, અને તે પણ સુંદર એવી એવી આશા અને લાલચ આપી પગને પ્રયાણ કરવાને સમજાવ્યું

સો એક પગથિયાં ચડી જે વને અમને આવું જાદુ લગાડયું હતું, તે તરફ એક નજર ફેંકવાને પાછા ફર્યા જળમય નેત્રથી બે ઘડી જોઈ રહ્યા. અરેરે, આવા અનુપમ સૌંદર્યને તજવું? આજ નહિ તો એક દિવસ, એ વિચાર આખા મગજમાં નિષ્કંટક ધ્વનિ કરવા લાગ્યો તેનો

ઉત્તર પુનઃ પ્રયાણ શરૂ કરતાં મળી ચૂકયો. મોહિની–ભરકી લગાડવી એ શુ ? જાદુ લગાડવુ એ શુ ? એનો અર્થ જગતને ગમે ત્યાંથી જડયો હોય અને એ શબ્દને વિશેષ સ્ફુટ કરવા ગમે તેવી–ગમે તેટલી–વ્યાખ્યાઓ રચાઈ હોય પરંતુ તે શબ્દોનો અર્થ સ્વાનુભવ વિના નહિ સમજાય. મને એ અર્થ અહીંઆં સમજાયો. ગોપીઓને કૃષ્ણની બંસીનુ જાદુ લાગ્યુ હોય, એ સર્વથા સંભવિત છે. પરંતુ એ જાદુની ખરી અસર થવામાં, વૃન્દાવનનું સ્વરૂપ આધારભૂત હશે.

આંહી પ્રભુની અગાધ લીલા વૃક્ષે વૃક્ષમા, પત્રેપત્રમાં કોતરી છે, પક્ષિઓના સ્વરે સ્વરમાં ભરી છે. નદીઓના જળના બિન્દુએ બિન્દુમાં દૃશ્ય થાય છે.

'જ્યાં જ્યાં નજર મ્હારી ફરે,
યાદી ભરી ત્યાં આપની!
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો,
ત્યાં ત્યાં નિશાની આપની.'

કુદરતનું વર્ણન કરવા કવિ ઘેલા બની જાય છે, તે જ આ કુદરત ! આવી કુદરત, આવું અનુપમ સૌન્દર્ય; આ સૌન્દર્ય વિલોકયુ નહિ તેનું જીવન–જીવન જો એને કહી શકાય તો–વૃથા છે–નિષ્ફળ

છે. દગ્ધ હૃદયો આંહીં શાન્તિ પામે છે.

જે હૃદયો ક્ષત થાય છે જગતમાં,
તે શાન્તિ પામે અહિં !

અહીંઆં જ કુદરતના ગહન પ્રશ્નોના ઉત્તર આપી શકાય-વિદ્યાર્થી જીવનની સત્ય સુન્દરતા-ખરી ખૂબી અહીઆં જ મળે અને નહિ કે ઘોંઘાટથી ગાજતા જગત વચ્ચે.

અમે ધીમે ધીમે ઉપર ચડવા લાગ્યા. ટોચે જઇ એક લાંબી સ્નેહભરી દૃષ્ટિ વન પર ફેંકી. એ દૃષ્ટિમાં નિરાશા-આનંદ અને ક્ષોભનું સંમિશ્રણ થયેલું હતું. સૌરાષ્ટ્રની સુંદરી પગથી માથા સુધી નીલી સાડી ઓઢી ભરનિદ્રામાં પડી હોય, પતિથી રિસાયલી મુગ્ધા હોય, દશાનનને ભિક્ષા આપવા આપેલી સીતાદેવી હોય, એકાંતમાં રહેલી જગતને ભૂલવા ઈચ્છતી કોઈક સાધ્વી હોય-ક્રૂર હસ્તમાં સપડાયલી અપ્સરા હોય, તેવી વાટિકા પર છેલ્લી -માત્ર છેલ્લી લાંબી સ્નેહ ભરી દૃષ્ટિ ફેંકી નિરાશ ણની અમે આગળ ચાલ્યા અને પાછા આવ્યા. સ્વર્ગ તો એક જ હોય છે. ગુરુ શિખર પરથી આ વાટિકા અવલોકવા પ્રયત્ન કર્યો; કિન્તુ વ્યર્થ. ગુરુ શિખર પરથી નીચે દૃષ્ટિ ફેંકતાં, માત્ર નળિયાં પાથર્યાં હોય તેવી, ભૂમિને ચુમ્બન કરતી ' રેસી-

ડન્સી ' જોઈ લાંબે સુધી દૃષ્ટિ ફેંકી રૂપાનો રસ ભરી મૂક્યો હોય તેવાં કેટલાંક તળાવ દેખ્યાં. એ દૃશ્ય પણ વિલોકવા જેવુ છે. એમાં પણ નવીન સૌંદર્ય પ્રતિક્ષણે દૃશ્ય થાય છે. ગુરુ શિખર પર જઈ ચડવામાં પડતી મુશ્કેલી અનુભવી. નીચે ઉતરવા લાગ્યા. પ્રતિક્ષણે મૃત્યુ દર્શન દેવા લાગ્યુ. અને હૃદય થડકવા લાગ્યુ. અંતે તાત !

My life, if Thou preserv'st my life,
Thy sacrifice shall be,
And death, if death must be Thy doom,
Shall join my soul to Thee.

એમ મનમાં ને મનમાં બોલતા નીચે ઉતરવા લાગ્યા '

એ સર્વ સ્થળ વિલોકવા જેવું છે.

પાછા આવ્યા. શેશાવન મગજમાં રમી રહ્યુ. એ એક એવું સ્થળ છે કે જ્યાં મનુષ્ય-સર્વ પ્રકા-

* દત્તાત્રય શિખર ઉપર ચડવુ અઘરું છે ખરું, પરંતુ ઉતરવું તો બહુ જ અઘરું છે એ વિષેનો આ ઉલ્લેખ છે એમાં પણ પવન હોય-કે જે ઘણું કરીને હોય છે જ-તો શરીરને સમતોલ જાળવવાનું વધારે મુશ્કેલ થઇ પડે છે રસ્તો પણ ઘણો સાંકડો કઠણ ને વાંકોચૂંકો છે. જરાક પણ પગ સરે તો નીચે જ જવાનું. પવનનો આના કરતા પણ વધારે વેગવાળો ઝપાટો ત્રાવણકોરના ત્રિવેન્દ્રમના ખડક મંદિર ઉપર અનુભવાય છે.

રનાં મનુષ્ય ઉત્તમ કાવ્યમાંથી મેળવે છે તેવો, અનુભવથી જ જાણી શકાય તેવો, આનંદ મેળવે છે. શૈશાવન જેવું કાવ્ય ! કવિ પ્રભુ પોતે ! લીટીએ લીટી, શબ્દે શબ્દ, અને અક્ષરે અક્ષર કાંઈક નવીન.

મને તો તેમાં પ્રતિક્ષણે નવીનતા દેખાણી છે. મારો એ ખજાનો છે. અને

જેણે ખજાનો જ્યા કર્યો તેનું જિગર ત્યા ત્યા નથી,
જેનુ જિગર જ્યા જ્યા ઠર્યું તેની ઠરી ત્યા જિન્દગી !

## ધુંવાધાર : અને કલાદર્શનો

रेवां द्रक्ष्येस्युपलविषमे विंध्यपादे विशीर्णां ।
—પૂર્વમેઘ : ૧૯

મીરગંજ સ્ટેશનથી ત્રણ માઈલ અને જબલપુરથી તેર માઈલ ભેડાઘાટ નામે એક જગ્યા છે. ત્યાં ત્રણ દશ્યો જોવા જેવાં છે. અમરકંટકના [આમ્રકૂટ] પહાડોમાંથી નીકળેલી નર્મદા ત્યાં જુદા જ સ્વરૂપે વહે છે: બીજું ત્યાં નર્મદાનો ધોધ છે: અને ત્રીજું ચોસઠ જોગણીઓનું એક પુરાતન મંદિર છે. જબલપુરથી અમે ઉપડયા ત્યારે લગભગ સાંજ થવા આવી હતી. આખો રસ્તો ઘણો સુંદર છે. વચ્ચે વચ્ચે ડુંગરાઓ આવે છે અને રસ્તો વનરાજિની પરંપરાથી ભરેલો એટલે મનોહર છે. સાંજનો ઠંડો મીઠો પવન સુંદર સ્ત્રીના શ્રમહર શબ્દ જેવો ધીમો ધીમો ચાલ્યો આવતો

હતો. જબલપુર છોડયા પછી થોડે દૂર ‘પીસનેવાલીકા મંદિર’ આવે છેઃ રાણી દુર્ગાવતીની કોઈ દાસીએ આ મંદિર બંધાવ્યું છે. ઉંચામાં ઉંચા ટેકરા પર, કોઈ નાજુક પરી બેઠી હોય તેવું તે દૂરથી દેખાય છે. એ મંદિર જોવાની તક તો નથી મળી, કારણકે અમારે વખત થોડો હતો ને વેપ ઘણા હતા. પણ જ્યારે સાંભળ્યુ કે આ દાસીએ દળણાં દળીદળીને પૈસા ભેગા કરી આ મંદિર બંધાવ્યુ એવી દંતકથા છે ત્યારે લોકના નીચેના નીચે થરમાં પણ વ્યાપી ગયેલી પ્રબળ ધર્મભાવનાનું સ્વરૂપ આંહીં દેખાયું. ઘણા મંદિરોમાં એમના ભક્તો પોતાના નામની તકતી મૂકાવે છે કે જેથી દર્શન કરવાવાળા તેમના ઉપર પગ મૂકીને જાય. અને એ પ્રમાણે પોતે ખરા અર્થમાં ચરણરજ બની રહે. આટલી વિનમ્રતા છતાં—એ જ ધાર્મિક ભાવનાએ પાડેલા સંપ્રદાયો અને વાડાઓ કેટલા બળવાન બની રહેલ છે એ વિચાર આશ્ચર્યજનક છે. એનું કારણ એટલું જ હોઈ શકે કે પરંપરા પ્રાપ્ત ધર્મભાવનાને વારંવાર નવયુગના તેજથી રંગનારા આચાર્યો ને બ્રાહ્મણો પોતાનો ધર્મ ભૂલ્યા હોય. પીસનેવાલીનું આ મંદિર જે રીતે ટેકરી ઉપર આવી રહ્યું છે એ રીત પણ ઘણી આકર્ષક છે. જ્યાં જ્યાં

આર્ય લોકો કુદરતનું સૌન્દર્ય જોતા—ત્યાં ત્યાં સત્યનું દર્શન પણ કરતા—એ અત્યંત જૂની પ્રણાલિકાને એ અનુરૂપ છે. આજે એ ભાવના નષ્ટપ્રાય થઈ છે-ને રહેલી ભાવનાએ સંપ્રદાયનું વિષ ધારણ કર્યું છે. એ આખો સવાલ જુદો જ છે; ને એનો બચાવ પણ આવી રીતે કરી ન શકાય. ત્યાં રસ્તામાં વચ્ચેવચ્ચે સુંદર તળાવો આવે છે. અને જો દિવસ હોત તો લાકડાના એક કકડાની હોડી બનાવી, તળાવમાં ફરતા મચ્છીમારો જોઈ શકાત. આ તળાવ એટલે તળાવડાં જ સમજવાનાં: પણ જમીનને તો તેઓ ભારે શણગાર આપી રહ્યાં છે. કેટલાંક તળાવ કમળોથી ભરપૂર પણ જોયાં. જબલપુરથી ભેડાઘાટ પહોંચ્યા ત્યારે તો રાત્રિ પડી ગઈ હતી, એટલે સૂઈ જવાનો જ વિચાર કર્યો. ભેડાઘાટમાં બે ડાકબંગલા છે, જ્યાં માથાદીઠ હંમેશના બે રૂપિયા આપીને માણસો ઉતરી શકે છે; જ્યારે સાધારણ માણસોને માટે સગવડવાળી ધર્મશાળાઓ છે જેમાં રોજના માથાદીઠ માત્ર બે આના આપીને ગમે તે રહી શકે છે. ડાકબંગલાના કમ્પાઉન્ડમાંથી નર્મદાનો ધોધ વિશાળ પટ જોતાં જોતાં, અધીં નિદ્રા તો આવી ગઈ: અને આખા દિવસના શ્રમ પછી મળેલા ભોજનાન્તે બાકી

રહેલો હિસ્સો વસુલ કર્યો.

સવારમાં ઉઠ્યા ત્યારે તો નર્મદાનો ધોધ જોવાની લગની લાગી હતી. ભેડાઘાટથી માત્ર એકાદ માઈલ દૂર નર્મદાનો ધોધ છે. અમરકંટકમાંથી ચાલી આવતી ભગવતી રેવાનો પ્રવાહ ત્યાંસુધી વિશાળ પટ રૂપે વહેતો આવે છે. અને કાલિદાસે વર્ણવેલા અનેક ખરબચડા પથરાઓમાં પથરાઈને ચાલતો હોય છે. પણ આંહીં આવ્યા પછી તે પટ સાંકડો બની જાય છે અને વિશાળતા છોડે છે. અને બે ત્રણ ધોધરૂપ બનીને લગભગ ત્રીસ ફીટની ઉંચાઈએથી નીચે પડે છે. નીચે પડયા પછી આ પ્રવાહ બે માઈલ સુધી એંશી એંશી ફીટ ઉંચા સંગેમરમરના ખડકોની વચ્ચે થઈને વહે છે. અને છેક ભેડાઘાટ ગામ પાસે, જ્યાં બાવનગંગા નર્મદાને મળે છે, ત્યાંથી પાછી પટની વિશાળતા શરૂ થાય છે.

આ ધોધનું નામ ધુવાંધાર છે. જલપતન થવાથી, નીચે ધોળા ફીણવાળા સમુદ્રનો દેખાવ બને છેઃ અને અત્યંત થંડા જલકણ ઉડીને આંધી કે ધુંવા જેવું દશ્ય રજુ કરે છે. એ ઉપરથી જ એનું નામ ધુંવાધાર પડયું છે. તમે જો કાંઠા ઉપરથી નીચે ઉતરીને જલપ્રપાતથી થોડે દૂર ખડક ઉપર ઉભા રહો,



ધુવાધાર

તો અત્યંત મીઠાં ઠંડા જલબિંદુઓ તમારા ઉપર છંટકાવ કરે· ઝીણા ઝરમર વરસતા વરસાદમાં જે ઠંડી છે એટલી જ ઠંડીઃ પણ સ્પર્શ વધારે રુચિકર અને શ્રમહર તથા સુખદ લાગે છે. હજી તો બોલવા

શીખતા બાળકના શબ્દોમાં જ આટલી સુરુચિકર મીઠાશ હોય. એક નાનો સરખો ધોધ પડતો હતો તેની નીચે બેસીને નહાવામાં કાંઈ ઓર જ આનંદ આવ્યો. ઉપરથી થોકબંધ પાણી પડતું હોય અને નીચે તમે સ્થિર બેસીને ઘડીભર જો આંખ મીંચી કાન બંધ કરો તો અનાહત શબ્દના જેવો અવાજ તમને સંભળાયા કરે. તેમાંથી કેટલા ટન પાણી પડે છે વગેરે વાતો કોઈ વધારે વિજ્ઞાનપ્રિય સજ્જન માટે રહેવા દઈને હું તો તમને આ વિંધ્યાટવીના પ્રપૌત્ર જેવા નાના ડુંગરાઓ ને જંગલોમાંથી જે મળી શકે તે જ ધરું છું. 'પક્વબિમ્બાધરોષ્ઠી' એ તો ઘણી વખત વાંચેલું. પણ તેમાં રહેલી કાવ્યદૃષ્ટિ તો, જેમ પાકું ટીંડોરું જોયા પછી જ સમજાય-તેમ કાલિદાસે વર્ણવેલ બિલા વિષે પણ પાછા ફરતાં એક પાકું બિલું જોયું ત્યારે જ એની ખૂબી સમજાણી. બિલાની છાલ કેસરી છાંયવાળા અત્યંત આછા લાલ રંગની. વક્ષઃસ્થળની સાથે એની ઉપમા કેટલી સુંદર છે તે દેખાઈ આવે છે. રેવા વિષેના વર્ણન ઉપરથી એવું માનવાને કારણ મળે છે કે કાલિદાસ વિંધ્યાટવીનો જબરો રખડુ હશે. આંહીંનું દૃશ્ય જોઈને જ તેણે રેવાનું વર્ણન કર્યું

હોય તો ના નહિ.

અગિયાર વાગ્યે નાહી પરવારી ચોસઠ જોગણીનું મંદિર રસ્તામાં જ આવે છે તે જોઈને પછી જ ઉતારે જવાનો વિચાર હતો. તે પ્રમાણે મંદિર જોવા ગયા. આ મંદિરનો બધો ઈતિહાસ ઘણો રસિક હશે, પણ અત્યારે તો થોડાં સાધનવડે મળેલી અપૂર્ણ માહિતી જ આપી શકાય તેમ છે.

આ મઠ એક ટેકરી પર આવેલો છે. તે ગોળાકાર છે. ચારે તરફ ગોળાકારમાં જોગણીઓની ખંડિત મૂર્તિઓ છે. વચ્ચે શિવનું મંદિર છે. જબલપુરમાંથી રાયસાહેબ રઘુવીરપ્રસાદ દ્વિવેદી, બી. એ, 'હિતકરિણી' નામે એક માસિક કાઢે છે, તેના નવેમ્બર અને જાન્યુઆરી માસના અંકમાં આ મઠ વિષે જે હકીકત આવેલી છે તેને આધારે જ કાંઈક લખું છું.

રાયબહાદુર હીરાલાલના લખવા પ્રમાણે આ મઠ લગભગ ઈ. સ. ૧૧૫૫ ની સાલમાં, રાજા નરસિંહદેવ અને તેની માતા અલ્હણદેવીએ સ્થાપન કરેલો છે. મઠમાં પેસતાં જ એક તરફ રાજાની ખંડિત મૂર્તિ છેઃ તેમ જ નીચે ગામમાં બે મૂર્તિઓ–રાજા અને તેની માતાની–પડેલી છે. જે લેખમાંથી આ હકીકત મળી આવેલી તે લેખ

અમેરિકામાં છે. રાજા નરસિંહદેવ વિષેનો ઉલ્લેખ નીચે પ્રમાણે છેઃ

अकारयन्मन्दिरमिंदुमौले
रिदम्मठेनाद्भुतभूमिकेन।
सद्दामुना श्रीनरसिंहदेव
प्रसूरसावल्हणदेव्युदारा॥

પરંતુ એ વિષેની સંપૂર્ણ ઐતિહાસિક માહિતી મળી નથી ત્યાં સુધી વધારે સ્પષ્ટ લખવું મુશ્કેલ છે. આઠમી અથવા નવમીસદીથી વધારે અર્વાચીન આ મઠ ન હોઈ શકે એમ બીજો મત પણ છે. હિંદમાં આવા ત્રણ મઠ છેઃ એક બુંદેલખંડમાં ખજુરાહામાંઃ બીજો રાનીપુર જુડાલમાં. અને ત્રીજો આ ભેડાઘાટમાં. આંહીં લગભગ ૮૨ ખંડિત કે અર્ધખંડિત દેવીની મૂર્તિઓ છે. દરેક દેવીની નીચે તેનું નામ છે. કેટલાંક નામ આપણને અપરિચિત છે અને કાલિકાપુરાણમાં પણ મળતાં નથી. થોડાક નમૂનાઃ

| | | | |
|---|---|---|---|
| ગહની | અહખલા | દર્પહારી | મંદોદરી |
| ઉત્તાલા | જાહ્નવાદેવી | સર્વતોમુખી | થિરચિત્તા |
| | રિતસભાદા | રણાજિરા | |

પરંતુ બે ત્રણ મૂર્તિઓ જેમને આપણા પરિચિત નામથી જ ઓળખાવું છું તેમાં શિલ્પીએ પોતાનો . એવો હાથ બતાવ્યો છે કે તમને

એની કલા પ્રત્યે માન થાય. એવી એક મૂર્તિ માહેશ્વરી–મહિષાસુરમર્દિનીની છે. આપણે પેલા 'લે–ઓકો–ઓન' માં નિરાશાના સમુદ્ર સામે ઝઝૂમતો પુરુષાર્થ જોઈએ છીએ તેવો પુરુષાર્થ –છેલ્લો દાવ ફેંકીને જ મરવાનો દૃઢ નિશ્ચય –desperate effort–આ મૂર્તિમાં કોતરેલા મહિષાસુરમાં તદ્દન સ્પષ્ટ છે. અને એ રાક્ષસના આટલા પ્રયત્નથી, જેના વદન પર એક તો ચિંતાની, પ્રયત્નની, દરકારની, રેખા પણ નથી આવતી તેવાં માહેશ્વરી, કેવી લીલામાત્રથી યુદ્ધ કરે છે એ જોઈને આ અનામી શિલ્પીની કલા એની જીવનકલા જેટલી અગમ્ય અને વિશુદ્ધ લાગે છે. એક નટરાજની મૂર્તિ પણ એવી સુંદર છે. અને ત્રીજી એક ખંડિત મૂર્તિ–ઘણું કરીને બુદ્ધની જ હશે–તે પણ ખરેખર શિલ્પકલાનો અદ્ભુત નમુનો છે.ગ્રીસની કલામાં જે માર્દવ અને સુરુચિકર લાવણ્ય ઝરે છે એટલું જ લાવણ્ય આ મૂર્તિમાં છેઃ પરંતુ એ ઉપરાંત શિલ્પીએ એને જરાક ઉદ્ગ્રીવ કરીને આંખ પર ને ચહેરા પર જે ભાવો મૂર્તિમંત કર્યાં છે–કે જેના સાન્નિધ્યમાં પાપ પાણી થઈને વહી જાય એટલી પવિત્રતા અનુભવાય છે–તેમનું વર્ણન કરવું મુશ્કેલ છેઃ એ ખંડિત મૂર્તિ કોની હશે?

કોણે ઘડી હશે? અને ઘડનારા કલાકારે ધાર્મિક શ્રદ્ધાઓની કેટલી અખંડ રાત્રિઓ પછી આ જીવનકલા હાથ કરી હશે, એ વિચાર આવે છે ત્યારે એ મહાન વિભૂતિ, જેણે પોતાનું નામ પણ કોતરવાની તસ્દી લીધી લાગતી નથી, તેની પાસે આપણું આજનું કલાજીવન અત્યંત ક્ષુદ્ર બની પ્રાયશ્ચિત્તના આંસુ ઢાળે છે. કેટલી મહત્તા અને કેવો નિર્મોહ!

પરંતુ પ્રેમનું અત્યંત શુદ્ધ સ્વરૂપ એટલે જ રસિક કલા એમ માનનાર આ શિલ્પીની, વચ્ચેના શિવમંદિરમાં કોતરેલી શિવપાર્વતીની મૂર્તિ તો, જેને જુવાન હૃદય હોય અને પ્રેમનાં સાચાં આંસુથી એને ભીંજાવ્યું હોય તેને એક પ્રેમગીતા કહી શકે, એટલા સુંદર અનુષ્ટુપ છંદોનું કાવ્ય આપે છે.

કેટલી રસિકતાથી તેમણે એક બીજાની સામે જોયું છે? અને છતાં એ રસિકતામાં પેલો પાર્થિવ અંશ જ ન મળે! શિલ્પીએ પોતાની રસિકતા છોડી શિવપાર્વતી પ્રેમ કરે ત્યારે એ પ્રેમ છેક કૈલાસના શિખર પર કેવો અપાર્થિવ હોય તે જ વિધાન કર્યું છે.

આ મઠની ખંડિત મૂર્તિઓ બાદશાહ ઓરં-



ઉમા-મહેશ્વર

ગજેબનો હાથ સૂચવે છે.* આ મઠની માલિકી

*અસફખાને ૧૫૬૪મા રાણી દુર્ગાવતી ઉપર હલ્લો કર્યો ત્યારે પણ ખંડિત થઇ હોય.

ભેડાઘાટના જમીનદાર મહંતની છે. રઘુજી ભોંસલેએ પાંચ જ રૂપિયાની ખંડણીથી એ ગામ પહેલાં ગુંસાઈ હરદેવને આપેલું. આટલું જોયા પછી કયાંય ખૂણે ખાંચરે દૃષ્ટિ ફેરવતા નહિ, વખતે ફૂટેલી બંગડીઓ જોઈ, શક્તિસંપ્રદાયનાં મલિન તત્ત્વો આંહીં પ્રવર્તે છે કે શું એવી કુશંકાથી કદાચ તમને ગ્લાનિ થાય! રાધા અને કૃષ્ણના રસિક યોગે આપણા જ સંસારજીવનમાં કેવી જુદી જુદી ભાત પાડી નથી?

હા, એક વાત રહી ગઈ. દેવીઓની મૂર્તિઓનાં સ્તનો એવાં હેમકુંભ જેવાં લાગેલાં કે, આખા શરીરનો અવયવબંધ કોઈ રીતે મેળ જ ખાતો નથી એમ માનેલું અને એ એક પ્રકારનું પરંપરાનું અંધ અનુકરણ છે એમ જ લાગેલું. સુંદર મોં, સ્પર્શતાં લાગી આવે એવી વસ્ત્રની કરચલીઓ, પાટા પડયા હોય એવાં પડખાં, અને અત્યંત મનોહર આભૂષણોની વચ્ચે આટલી ખામી લાગ્યા જ કરે. અંતે અમારામાં એકની રસિક દૃષ્ટિએ એની ઝીણવટ ખોળી કાઢી. મૂર્તિની સામે ઉભા રહીને જેમ જેમ પાછે પગલે હઠતા ગયા તેમ તેમ આ મૂર્તિના દરેકે દરેક અવયવની સપ્રમાણતા વધતી ગઈ. ગોળાકારમાં મઠની ગોઠવણી હોવાથી, એમ હઠતાંહઠતાં ગોળને એકછેડેથી

બીજે છેડે ગયા ત્યાં તો મૂર્તિનાં સઘળાં અવયવો મૂર્તિ-સાથે એવાં યોગ્ય કદનાં અને પ્રમાણપુરઃસર ભળી ગયાં કે શિલ્પીની શરીરશાસ્ત્રના અભ્યાસની રસિક સૂક્ષ્મતા સ્પષ્ટ થઇ, તેમજ મઠ ગોળાકાર હોવાથી દરવાજામાંથી જ પેસતાં જે મૂર્તિ પ્રથમદર્શને સામે આવે તેનું પ્રમાણપુરઃસરનું અવયવબંધ જ જોનારની નજરે ચડે એવી વ્યવસ્થા, એ બન્નેનો વિચાર આવતાં આ કલાવીર શિલ્પીની મહત્તા સમજાણી.

કાર્લાઇલે કહ્યું છે તેમ સમગ્ર અને સર્વદેશી દૃષ્ટિથી જે કામ કરે તે જ કલાનું હાર્દ સમજે છે ને તે જ કલાવીર કહેવાય છે; આ શિલ્પી આવો જ કલાવીર હશે એ સ્પષ્ટ થઈ ગયું. અમે એ અજાણ્યા કલાવીરને પ્રણમી ઉતારે ગયા.

ભેડાઘાટ એ ભૃગુઘાટનો અપભ્રંશ છે. અને નર્મદા તથા બાવનગંગાનો આંહીં સંગમ થાય છે–ભેડા–કે–ભેટા–થાય છે, એ ઉપરથી પણ ભેડાઘાટ× નામ પડ્યું હોય. દર કાર્તિકી પૂર્ણિમાએ આંહીં મેળો થાય છે ત્યારે લગભગ ચાલીસ હજાર માણસ ભેગું થાય છે. આંહીં આરસ તો ઠેરઠેર મળે છે. નર્મદાનો કાંઠો, અને ડુંગરા આરસના જ બનેલા છે. અને જેમ ચંદનવનની રહેનાર ભીલડી-

×ભેડાનો અર્થ પથ્થર પણ છે.

ચંદનનાં જ લાકડાંથી કામ ચલાવે તેમ આંહી પણ આરસના જ *પથ્થરથી ગરીબ લોકો ઝુંપડાં કરી લે છે. બીજી પેદાશ શંખજીરાની છે. તેની બનેલી અનેક ચીજો પરદેશ જાય છે.

સાંજરે ઉપડયા હોડીની સફર કરવા. નર્મદામાં ધીમે ધીમે હોડી આગળ વધવા લાગી, અને તેમ તેમ નર્મદાના બન્ને કાંઠા દેખાતા ગયા. વચ્ચે મોટા ગોળાકાર જબરજસ્ત ધૂના આવે, અને વળી પાછો સાંકડો પટ આવે. જ્યાંસુધી હોડી લઇ જવાય છે ત્યાં સુધીમાં આવા ત્રણ ચાર ધૂના આવે છે. કાંઠે કાંઠે નર્મદા આરસના ડુંગરાઓથી શોભી રહી છે. નર્મદાનાં કાંઈક નીલશ્યામ ગંભીર જળ શાંત ને સ્થિર બની રહેલાં છે. તમે એવા એકાદ ધૂનામાં પ્રવેશ કરો, કે જ્યાં તમારી નીચે ચાલીસ પચાસ માથોડાં પાણી ભર્યાં હોય, ને ચારે તરફ ગંભીર ભવ્ય ખડકો ઉભાં રહ્યાં હોય, તો ત્યાં તમારું હૃદય એક જાતની શેહ પામીને ધ્રૂજવા માંડે! અજવાળી નીરવ રાત્રિએ તો આ દેખાવ અદ્‌ભુત બની જાય છે. આગળ જતાં એક કાંઠાના

* ખરી રીતે એ શંખજીરાની જાતનો હલકો પથ્થર છે. છેટેથી આપણને આરસ જેવો લાગે પ્રાગધા બાજુ જેમ ખાણમાં કામ કરનારા, પોતાના કામચલાઉ ઝુંપડાં પથરાથી બનાવી લે છે તેવું.

ઉંચા ખડક પર રાણી દુર્ગાવતીનો મહેલ હતો તે સૌથી ઉત્તુંગ ખડક દેખાયો. અમે રસિક કલ્પના કરી કે બીજે કાંઠે પણ મહેલ હોય, ને વચ્ચે આરસનો પુલ હોય, તો સુંદર દેખાવ થાય. એ તો કલ્પના જ હતી પણ આગળ જતાં એવો સાંકડો પટ આવે છે કે ત્યાં જ્યારે વાંસનું ભારે જંગલ હતું ત્યારે વાંદરાઓ એક કાંઠેથી બીજે કાંઠે કૂદી શકતાં હશે. એ જગ્યાનું નામ પણ એટલા માટે 'બંદર કૂદવી' રાખ્યું છે. અત્યારે તો ત્યાં નર્મદાએ પોતાનો પટ વિશાળ બનાવ્યો છે. રાણી દુર્ગાવતીના મહેલનું કાંઈ પણ નામનિશાન નથી. આગળ ચાલો એટલે સાંકડો પટ આવશે. ત્યાં બન્ને બાજુ શુભ્ર હાથીદાંતને તાજો જ કાપી કાઢ્યો હોય, તેવા ગોરા આરસના કિનારાઓ વચ્ચે થઈ તમે પસાર થશો. આ કિનારા એંશીનેવું ફીટ ઊંચા છે. કોઈક જગ્યાએ તેમની ઊંચાઈ લગભગ એકસો વીસ ફુટ જેટલી પણ છે. પાણીમાંથી ઢોળાવ લેતા તે ઉંચા થતા નથી–પણ એકદમ જ સીધી ઊંચાઇ ધારણ કરે છે. ને કયાંક તો તેમની ટોચ પાણી ઉપર છજાની માફક ઝૂલી રહે છે.

આવા ઝુલતા છજાની નીચે હોડી આવતાં એની ઊંચાઈ–સામેના એવા જ ઊંચા ખડકો,

તરફના કિનારા જોઈને છક્ક થઈ જવાય છે. વરસાદની ધારથી પડેલા ખાડામાં કોઇ કોઈ જગ્યાએ તો આરસ દૂધિયા દાંત જેવો સ્વચ્છ અને સુંદર છે. વચ્ચે વચ્ચે ક્યાંક નીલા ભૂરા રંગનાં ખડક પણ દેખાય છે. એક કિનારા પર કાદવ પડેલો જોઈને ગ્લાનિ થાય કે નર્મદાના આવા સુંદર કિનારા પર જો માત્ર આટલો કાદવ ન હોત! પણ—એ તો અંજન જેવો કાળો આરસ પથ્થર છે એ જાણતાં જ તમને આશ્ચર્ય થાય. અમે ગયા ત્યારે ચાંદની રાત હતી તેથી આરમના કિનારાના પડછાયા નર્મદામાં સ્પષ્ટ દેખાતા હતા.જ્યાં પટ સાંકડો હતો અને બન્ને કિનારા સામસામે ઉભા હતા ત્યાં તો જાણે કમળોને ચાંદનીમાં નવરાવીને કોઈએ ઢગલો કર્યો હોય, અથવા હિમાદ્રિના એકાદ ધવલગિરિને લાવીને આંહીં મૂક્યો હોય એવું લાગે. એક જગ્યાએ તો આરસના ખડકો એટલાં ધોળાં હતાં કે ત્યાં ઠરેલી દૃષ્ટિ બીજે ફરે જ નહિ! અને એ વખતે ત્યાં ચંદ્ર પણ સોળ કળાએ ખીલ્યો હતો. ધોળા રસપ્રવાહ જેવી ચાંદની પણ આ ખડકો ઉપર પડીને પોતે જ એવી શોભી રહી હતી કે જાણે એના ઝીણા સાળુમાં આ રૂપેરી વણાટની ભાત પડી હોય! તે વખતની નીરવ રાત્રિ, એટલે જાણે કોઈ જૂના ખંડેર થઈને સૂઈ ગયેલા મહાન શહેરની

શેરીઓમાં તમે એકલા ફરતા હો, વસ્તી બધી મરણ પામી હોય, ને એકાદ રડ્યો ખડ્યો શહેરી આંહીંથી નીકળશે કે ત્યાંથી નીકળશે એમ થતું હોય, એવી અત્યંત ભીષણ અને છતાં વ્યર્થ કલ્પનાના —તરંગ નીચે તમે ચારે તરફ જોયા જ કરો! અમારી હોડીઓ તો એમ ને એમ આગળ સફર કરી રહી હતી. અને આ 'Marvel of the East' કહેવાતા ખડકોની વચ્ચે પસાર થતી હતી. ગહન ઘેરા, ઊંડાં, નીલશ્યામ જળની ગંભીરતા, શુભ્ર આરસને લીધે શોભતી અને એને શોભાવતી રસનિર્ઝરણી કૌમુદી, અકલ્પ્ય જેવા જણાતા, જળમાં ઉંડે સુધી વસેલા પડછાયા, અને એકદમ જ શાંત થઈ ગયેલી નિઃશબ્દ રજની—જાણે કે આ સઘળું સ્તબ્ધ બનીને જોયા જ કરીએ અને કાંઈ જ ન બોલીએ. આંહીં શબ્દોચ્ચાર કરવો એ પણ જાણે કોઈકને જગાડવા જેવું લાગતું હતું.

થોડીવાર સુધી તો સૌ શાંત બનીને જોઈ જ રહ્યા.

પછી તો સર ગિરિજાપ્રસાદના કહેવાથી સંગીત શિક્ષક શ્રી. શંકરરાવે એક ભજન છોડ્યું! . . . એ વખત પાંદડું પણ ખખડે તો સંભળાય એવી શાંતિમાં આ ઘાટીલા સ્વરો, છેક હૃદય સુધી પહોંચીને પાછા

વળવા લાગ્યા !–ખરેખર એ શાંતિ, એ સમય, એ ચાંદની, એ આરસના કિનારાઓ, અને સર ગિરિજાપ્રસાદ સાથેનો એ રસિક પ્રવાસ અને રા.ચૈતન્યપ્રસાદ દિવાન,ડૉ. હરિપ્રસાદ, રવિશંકર રાવળ, શ્રી બાબુરાવ વકીલ વગેરે સાથે કરેલો આ આનંદ, ઘણા દિવસ સુધી યાદ રહેશે. કોઈ ચાંદની રાત્રિએ, કલ્પનાના તરંગમાં આ દેખાવ ફરી ફરી નજરે ચડશે.

ચિત્ત ઉપર તે વખતે પડેલા સંસ્કાર ઘણા સ્થાયી રહેવાના. એ ખડકોની સમગ્ર રચના જ એવા પ્રકારની છે કે, ચાંદની રાતે, માણસ હોડીમાં બેસીને નીકળે તો જે દૃશ્ય અમે જોયું એ દૃશ્ય એને પણ જોવા મળે. પછી કોઈના ચિત્તનો વ્યાપાર જ ભિન્ન રીતે થતો હોય-કે જુદી જ પરિસ્થિતિમાં એ આ સમગ્ર દેખાવ જુએ તો વખતે જુદી અસર થાય; ચોમાસામાં જ જ્યારે પૂર આવે છે ત્યારે બન્ને કાંઠે છલકી જતી નર્મદા આ સઘળાં ખડકોને કાદવથી છાઈ દે છે. એટલે જુદા જ સંયોગોમાં કોઈ માણસ આ દૃશ્ય જુએ તો વખતે જુદી અસર પણ થાય. બાકી તો નર્મદાના એ ધૂના એટલા વિશાળ-ને કોઈ મહાન રંગભૂમિ જેવા છે કે, નીરવ રાત્રિએ એ વધારે વિશાળ બની રહે છે. અને એ વિશાળતા જે ગાંભીર્ય પ્રેરે —

ગાંલીયથી જ માણસ ઘણુંખરું સ્તબ્ધ બનીને આ જોયા જ કરે છે. એનું વર્ણન કરવા માટે–પોતાને જે થાય છે તે કહેવા માટે–તેને શબ્દો મળી શકતા નથી.

ભેડાઘાટ ગામથી–ઉપરવાસ ધુંવાધાર સુધી આ જલમાર્ગે જતાં લગભગ બેએક માઇલિનો વિસ્તાર થતો હશે. પરંતુ એમાં ઘણા વળાંક આવે છે. અને દરેક વળાંકે તમારો નદી સાથેનો જાણે આગલો પાછલો સંબંધ તૂટી જતો હોય–અને તમે આ માર્ગમાં કેવળ એકલા પડી જતા હો તેવું લાગે છેઃ અને એ જ વખતે તમારી સામે કોઈ મહાન મેદાન ઉઘડતું હોય તેવું ઘૂનાનું જલમેદાન–ચારે તરફ ઉત્તુંગ ખડકોથી વીંટાયલું આવીને ઉભું રહે છેઃ ચાંદની રાતે ખડકોના સીધા જળમાં પડતા પડછાયા અસંખ્ય માનવની મૂંગી મેદની જેવા બની રહે છે. એ મેદનીમાંથી કોઈ બોલતું નથી, જળ પણ અત્યંત સ્થિર ને શાંત હોય છે, કોઇ પક્ષીનો રવ પણ કાને પડતો નથી, ને કાંઈક આશ્વાસન આપે તેવું આકાશ પણ ગૂઢ ચાંદનીનો જ વરસાદ વરસાવે છે—એવે સમયે એ સંગેમરમરના પહાડો અત્યંત ભવ્ય અને છતાં ભીષણ–એવું રૂપ ધારે છે. આ પહાડોને–એને

પહાડો જ કહીએ એવા ઉત્તુંગ એ વખતે એ લાગે છે—આવા રૂપમાં નિહાળનાર કોઈ બીજા મુસાફરના શબ્દો ટાંકીએ તો—Serenity and calmness of the deep waters, mountains already white, made whiter by tropical moon light, mysterious shadows made deeper by contrast, all these combine to present a spectale that may not have been enjoyed by each and every body; but such sights have a veritable charm and impressiveness in them and marks left by them are not as may be easily crased out.

હવે કાલે દાર્જીલિંગ તરફ ઉપડવાના.

ભેડાઘાટ તા. ૨૬–૪–૨૬



નેગણી મંદિરની એક બીજી મૂર્તિ

## દાર્જીલિંગ

### ટ્રેઈનની મુસાફરી

**સમુદ્રની** સપાટીથી આઠ હજાર ફીટની ઊંચાઈએ, કેવા સુંદર પ્રાણવાન વાયુ ચાલી રહ્યા છે! ત્યાંની કુદરત પણ કેવાં અનુપમ દશ્યોથી સભર ભરી છે, એનો કાંઈક આછો ખ્યાલ દાર્જીલિંગ જોવાથી આવ્યો. સીમલાને પોતાની વિશિષ્ટતા છે; નૈનીતાલ સુંદર છે; પણ દાર્જીલિંગમાં જે છે તે ઉપરના બન્ને સ્થળમાં નથી. દાર્જીલિંગ કેવળ રંગની સૃષ્ટિમાં નહાતું અનુપમ આકાશી સ્થળ છે. કલકત્તાથી ઉત્તરમાં ત્રણસો સાત માઈલ દૂર નેપાલ અને સીકીમની સરહદ પાસે આવેલું છે. દાર્જીલિંગ જતાં રસ્તામાં જ 'સુજલામ્' બંગભૂમિમાંથી પસાર થવું પડે છે. તેનાં સ્વચ્છ અને રઢિયાળાં ઝુંપડાં છેટેથી બહુ મનોહર

લાગે છે. ભૂમિ પણ જ્યાં જુઓ ત્યાં જાણે લીલાછમ રંગથી રંગાઇ ગયેલી છે. પણ ત્યાંના જીવનમાં પ્રાણહર 'મલેરિયા' એવો ઘાટો વાસ કરી રહેલ છે કે દરેકે દરેક ઘરની પાસે છબછબિયાં પાણી ભરેલી રૂપાળી તળાવડીને કિનારે આજન્મ રોગગ્રસ્ત જુવાનો લમણે હાથ દઈ બેઠેલા નજરે પડે છે! તળાવડીનાં છબછબિયાં પાણીમાં સુંદર કમળોની હારમાળા ખીલી હોય, બતકો રમતી હોય, છેટે છેટે વાંસના ઝૂંડની બનેલી ગાઢ છાયા અત્યંત આકર્ષક લાગતી હોય, હાથી ઉપર ઘાસચારા માટે વૃક્ષોની ડાળીઓ લટકાવીને છોકરાઓ આવતા હોય, અને જ્યાં નજર કરો ત્યાં નજર ઠરી જાય, એવું સુંદર રૂપ ધરીને કુદરત હસી રહી હોય, ત્યાં પાંસળીએ પાંસળી દેખાતા ગામડિયાઓ જોઈને મનમાં કોને ગ્લાનિ ન થાય?

એવું બંગાલ વટાવતે વટાવતે અમે સીલીગુરી પહોંચ્યા.

સીલીગુરીથી દાર્જીલિંગ પચાસ માઇલ છે. સીલગુરીથી તદ્દન સાંકડા બે ફુટ માપની રેલ્વે શરૂ થાય છે.

નાનું એન્જીન અને માત્ર ત્રણ ચાર ડબ્બા એવી ટ્રેઈનોમાં બેસીને દાર્જીલિંગની મુસાફરી

શરૂ કરી. અમારી પછવાડે બીજી ટ્રેઈન ચાલી આવતી હતી. અને તેની પાછળ ત્રીજી. ધીમે ધીમે આગળ વધતાં હિમાલયની તળેટીનાં દર્શન થાય છે. ત્યાંની ઘાટી વનરાજિઓ—નાખી નજર ન પહોંચે ત્યાં સુધી લાંબી—દેખાવા માંડે છે. ઠેર ઠેર ડુંગરાઓ દેખાય છે. અને કોઈ ભવ્ય-દર્શનની આગાહી આપતો હોય તેવો આ દેખાવ ટ્રેઈનની બન્ને બાજુએ માઈલોના માઈલ સુધી પથરાયલો હોય છે.

આ રેલ્વે ઈ. સ. ૧૮૭૯માં ખુલ્લી મૂકાઈ ત્યાર પહેલાં આ રસ્તો ઘણો વિકટ હતો. અને પચાસ માઈલની મુસાફરી કરતાં કરતાં તો ઉતારુઓ હેરાન હેરાન થઈ જતા. આ રેલ્વેની પાછળ ૧૯૨૦ સુધીમાં ૪૩ લાખ રૂ. ખર્ચાયા છે. રેલ્વે થયા પછી દરવર્ષે લગભગ ૨૬૩૦૮૨ ઉતારુઓની અવર જવર થાય છે.

શાલવૃક્ષનાં ઘાટાં વનોમાંથી ટ્રેન પસાર થતી હોય અને તમારી આગળ પાછળ ડુંગરાઓની પરંપરા દેખા દેતી હોય, એ દૃશ્ય ન ભૂલાય તેવું છે. ચારેક હજાર ફીટની ઉંચાઈએ પહોંચો, એટલે લીલોછમ પ્રદેશ, નાનાં મોટાં વાદળાંઓ, તડકાછાયાની આકર્ષક રમતો, અને ડુંગરા ઉપર

ડુંગરા દેખાવા માંડે છે. ત્યાંથી ચાની ખેતી પણ શરૂ થાય છે.

દાર્જીલિંગની પહેલાં બીજું સ્ટેશન ઘુમ છે. તે ૭૪૦૭ ફીટની ઉંચાઈએ છે. દાર્જીલિંગ જવા માટે આંહીં ઉતરવું, અને પછી ત્રણેક માઈલ ચાલી નાખવું, એ સાધારણ એકલ મુસાફરને માટે બહુ સગવડતા ભર્યું છે.

ઘુમથી એક માઈલ આગળ વધો, એટલે ડુંગરાઓની હારમાળામાં છુપાયલું દાર્જીલિંગ દેખાવા માંડે છે. ૬૫૦૦ ફીટથી માંડીને ૭૫૦૦ ફીટ ઊંચાઈના ડુંગરાઓ પર તે વસેલું છે. તેનો આકાર અંગ્રેજી અક્ષર y ના જેવો છે.

### દાર્જીલિંગ

સ્ટેશન પર ઉતરો એટલે જાણે નવી સૃષ્ટિમાં આવ્યા હો તેવું લાગે. તમારી ભાષા ન સમજે તેવી નેપાળી, સિક્કીમી, ભૂતિયા, અને ટિબેટન સ્ત્રીમજૂરો તમને વિંટળાઈ વળે. તેમનાં મોં અને પહેરવેશ જુદાં જુદાં લાગે. સંસ્કૃતિમાં પણ ફેર લાગે. અને રંગમાં પણ તફાવત જણાય. પણ ઘણા ધાટા સહવાસ પછી જ એ જાતોને જુદી જુદી ઓળખી શકાય. જો દિવસ ચોખ્ખો હોય તો પછી જોતાં ધરાઓ નહિ એટલું સૃષ્ટિસૌંદર્ય

પણ તમારી નજરે ત્યાં જ પડવાનું. દિવસ ચોખ્ખો હોય, વાદળાંઓ પર્વતો પર બેસી ગયાં હોય, અને દિશાઓ સ્વચ્છ હોય તો તો સ્ટેશન બહાર નીકળતાં જ આખી દુનિયામાં ઉંચામાં ઉંચો, હિમાલય પોતે તમારી નજરે ચડે. ચારે તરફ તમે દૃષ્ટિ ફેરવો તો હિમાદ્રિનાં અનેક શિખરો, ધવલ હિમથી મંડિત તમને દેખાવા માંડે. મુખ્યત્વે દાર્જીલિંગનું આકાશ એ કોઈ મહાન ચિત્રકારની રંગસૃષ્ટિ જેવું જ છે. એમાં દેખાતા રંગોનો પાર નહિઃ ત્યાં જોવા મળતા રૂપનો પણ પાર નહિ. દાર્જીલિંગ તો જે ડુંગર પર છે તે નાનાં બચ્ચાં જેવો ગણાય.

દૂર દૂર—આકાશની સાથે મળી જતી પર્વતમાળા જોઈને માણસ ઘડીભર તો સ્તબ્ધ જ બની જાય! એકલ ડોકલ માણસ હોય, ખભે કામળી ને હાથમાં ડાંગ લીધી હોય, થોડોક સામાન હોય, તો તો જાણે સ્ટેશનથી સીધા જ એ હજારો સાદ કરીને બોલાવતા પર્વતો તરફ ચાલવા માંડીએ! જ્યાં હમેશાં બરફ જ રહે છે, એવું પાસેમાં પાસેનું શિખર તમારાથી માત્ર બત્રીસ માઈલ જ દૂર. જેના પર સૂર્યોદયનું પહેલું ગુલાબી કિરણ જોવા માણસ એક દિવસ, બે દિવસ, હજાર દિવસ ખરચી નાખે,

અને જે પળને રંગમાં ઉતારવા સારો ચિત્રકાર તો આખું જીવન ખરચી નાખે, તે કાંચનગંગા—કાંચનજંઘાનું–અતિરમ્ય શિખર તમારાથી માત્ર કેટલા? પિસ્તાલીસ જ માઈલ દૂર! જેને ઈશ્વરે જોબન આપ્યુ હોય, બેદરકારી સ્વભાવથી જ વરી હોય, અને કુદરતી દૃશ્યને જોવાની આંખને તાલીમ હોય, તેણે તો,

હિમાદ્રિનાં શ્વેત અનેક શૃંગો
ધરે રૂડા ઇન્દ્ર ધનુપ રંગો,

એ જોવા આ પ્રદેશમાં ખૂબ રખડપટીનું જીવન ગાળવું જોઈએ. એક એક વિરલ પળ પળ કરીને હિમાલયનાં દૃશ્યો જીવનને ઘણી મૂલ્યવાન સંસ્મરણોની મધુરતા આપી દે છે. દુનિયાનું ઊંચામાં ઊંચુ શિખર–'એવરેસ્ટ'—દાર્જીલિંગથી સીધી લાઈનમાં માત્ર એકસો સાત માઈલ જ દૂર. પણ તે દાર્જીલિંગથી જોઇ શકાતું નથી. દાર્જીલિંગથી પાછા ઘુમ આવી ત્યાંથી સાડાત્રણ માઈલ દૂર 'ટાઈગર હીલ' [૮૫૧૪ ફીટ] નામે જગ્યા છે ત્યાં જાઓ, અને કદાચ, આકાશ સ્વચ્છ હોય, તો ત્યાંથી સવારમાં વહેલાં [ લગભગ સાડા ચાર વાગે] માનવ મહેચ્છાને પરાજય પમાડતું આ મહાન શિખર જોવા મળે–અને તે પણ કદાચ જોવા મળે!

દાર્જીલિંગ બંગાળાના ગવર્નરનું ગ્રીષ્મભવન છે. ત્યાંની વધારેમાં વધારે ગરમી ૭૦ થી વધતી નથી; અને સાધારણ હવામાન ૫૯° રહે છે. વરસાદનું પ્રમાણ એકસોવીસ ઇંચિ કહેવાય છે. ચાની ખેતી માટે આ સ્થળ પ્રખ્યાત છે. અત્યારે ઘણાંખરા ડુંગરાઓ પર ચાની ખેતી થાય છે અને તેની માલિકી અંગ્રેજોના તાબાની છે. દાર્જીલિંગની આસપાસ સ્વતંત્ર પ્રજા ગણાતા નેપાળીઓનાં પચાસ હજાર માણસ મજૂરીમાં કામે લાગેલ છે. સ્ત્રીને ચૌદ પૈસા પુરુષને અઢાર પૈસા, ને છોકરાને દસ પૈસા એ મજૂરીનો દર છે. એક વખત રંગીત નામે નદી જોવા, દાર્જીલિંગથી અગિયાર માઇલ દૂર જવાનું થયું ત્યારે આ હરિયાળાં ખેતરો જોવાનાં મળ્યાં હતાં. રસ્તામાં ધનબહાદુર નામે તેર–ચૌદ વર્ષનો એક છોકરો મળ્યો. રવિવારનો દિવસ હતો. અને તે રંગીતબજાર નામે ગામમાંથી મકાઈ ખરીદી પોતાને ગામ–બદામતમ પાછો વળતો હતો. હું પણ રંગીતબજારથી જ પાછો વળતો હતો. એટલે રસ્તામાં અમે બન્ને મિત્રો બનીને વાતો કરતા ચાલ્યા. ચાના મજૂરોનું જીવન હવે પહેલાં જેવું દુઃખી નથી. પણ એમને મળતા પૈસા ઘણા ઓછા છે.આ તેર વર્ષનો ધનબહાદુર વળી

ઘર ચલાવી રહ્યો હતો. એને મા નથી, બાપ નથી, એનાથી નાનાં બે ભાંડરડું છે. તેમના જીવનનો આધાર ધનબહાદુરના દસ પૈસા પર જ! અઠવાડિયાના છ દિવસ મહેનત કરી તે પૈસા લાવે ને સાતમે દિવસ તે રવિવારની રજા હોવાથી, જ્યાં બજાર ભરાતી હોય ત્યાં મકાઈ ખરીદવા જાય! ખાસ્સા ચાર હજાર ફીટની ઊંચાઈએથી ઉતરી સાત માઈલ કાપી, રંગીતબજારમાંથી એકાદ મણ મકાઈ, દીવાસળીની ડાબલી, આલુ, મીઠું ને કેરોસીન લાવવાનુ, અને એ મણ પોણો મણ ભાર ઉપાડી, સાતમાઈલની ચડાઈ ચડી, પોતાની રાહ જોતા ભાંડુંને સાંજ પહેલાં મળવાનું! ધનબહાદુર સાથે ભાંગીતૂટી વાતો કરતાં આ બધું સમજાયું. જેને એક સાધારણ મજૂર ગણી સીધો રસ્તો માગ્યો હોત, તેની સાથે વાતો કરતાં, કેટલી ઊર્મિઓ–કેટલી માનવતા–કેટલાં સુખ દુઃખ નીકળી આવ્યાં. ધનબહાદુર સાથે વચ્ચે એક જગ્યાએ, પાણી પીવા બેઠા. પાસે જ ચા–ઘર હતું. ચા પીધી અને, ધનબહાદુરને રોટી અપાવી. પાછા બન્ને ચાલતા થયા. ધનબહાદુરે પોતાના ઘરની સુખ દુઃખની ઘણી વાતો કરી, અને પોતાનુ ગામ આવ્યું ત્યારે રજા લઈ ઘેર ગયો. એટલે દૂર કાલ્પનિક

સુખનો એક મીઠો સંબંધ બંધાઈ ગયો.

દાર્જીલિંગનો ઈતિહાસ

દાર્જીલિંગનો અર્થ વજ્રની જગ્યા એવો થાય છે. દાર્જીલિંગમાં આવેલી એક ઊંચી ટેકરી–જેનું નામ 'ઓબઝર્વેટરી હીલ' છે—ત્યાં બુદ્ધ સાધુઓનું પહેલાં મથક હતું. અને ત્યાં દાર્જે નામે લામા રહેતો. દાર્જેલામાનો પ્રદેશ તે દાર્જીલિંગ એવો પણ એક અર્થ પ્રચલિત છે. દાર્જનો અર્થ ઈન્દ્રનું વજ્ર એવો પણ થાય છે. લિંગ એટલે સ્થાન. અને તેને તેઓ એ નામથી સંબોધતા. દાર્જીલિંગનો આ પ્રદેશ મૂળ સિક્કિમના રાજાને તાબે હતો. પણ તેમની પાસેથી નેપાલના રાજાએ જીતી લીધેલો હતો. ઈ. સ. ૧૮૧૪ ની લડાઈ પછી આ પ્રદેશ અંગ્રેજોને મળ્યો. * તેમણે સિક્કિમને પાછો સોંપ્યો. અને સિક્કિમ સાથેની ઈ. સ. ૧૮૪૧ ની લડાઈમાં તે ખાલસા કર્યો. લોર્ડ વિલ્યમ બેન્ટિકના વખતમાં, ઈ. સ. ૧૮૨૮ માં જ, આ જગ્યા ગ્રીષ્મજીવન માટે લાયક છે એવું ઠર્યું હતું. અને સિક્કિમના રાજાને દરવર્ષે રૂા. ૩૦૦૦ આપવાના ઠરાવીને ઈ. સ. ૧૮૩૫ માં તે મેળવી લેવામાં આવી. ત્યાર

* ગુરખાઓ સાથે થયેલી આ લડાઈમા સરકારને પૈસા તો સુરતના શેઠ અર્જુનજીએ આપેલા.

પછી દાર્જીલિંગ વધતું ચાલ્યું.

હાલ દાર્જીલિંગની વસ્તી લગભગ પચીસ હજારની છે. પણ ઉનાળાની ઋતુમાં વસ્તી વધે છે. આ ભાગમા મુખ્યત્વે બંગાલી, ભુતિયા, હિંદી, લેપચા અને નેપાલી ભાષાનો પ્રચાર છે. ઑક્ટોબરથી શિયાળો શરૂ થાય છે અને ત્યારે બરફ પડે છે. અત્યારે દાર્જીલિંગ, રાજનીતિની દૃષ્ટિએ નેપાલ, સિક્કિમ, અને ચીન તિબેટ સાથેના રાજદ્વારી સંબંધોનું કેન્દ્રસ્થાન છે. તિબેટમાં કે બીજે અરસ્પરસના જાતિઓના વિગ્રહ જમાવી, રાજનૈતિક લાભો જાળવવા માટે, એનો વારંવાર ઉપયોગ થાય છે. નેપાલની સરહદ આંહીંથી માત્ર નવ માઈલ દૂર છે. અને નેપાલમાંથી હજારો માણસોની બ્રિટિશ લશ્કરમાં ભરતી થાય છે તેમાં દાર્જીલિંગનો હિસ્સો જેવો તેવો નથી. છેલ્લી મહાન લડાઈમાં લગભગ પચાસ હજાર ગુરખાઓ કપાઈ ગયા હતા. અને નેપાલમાં અત્યારે એવાં ઘણાં ગામો છે કે જ્યાં ગામોનાં ગામો વૃદ્ધ, અશક્ત અને બાળકો તથા જુવાન સ્ત્રીઓથી ભરેલાં છે!

દાર્જીલિંગ, સિક્કિમ, ભુતાન અને તિબેટ વચ્ચે વેપાર ચાલે છે. ખચ્ચર, કસ્તુરી, ચમરી, વગેરે માલ ત્યાંથી આવે છે. પણ દાર્જીલિંગ પોતે

તો ચાની ખેતી માટે પ્રખ્યાત છે. દર એકરે લગભગ ૨૪૦ પૌંડ ચા પાકેઃ અને સારો પાક થાય ત્યારે ૭૦૦ કે ૮૦૦ પૌંડ પણુ પાકે.

પહાડી લોકો

લેપચા, ભુતિયા, સીકીમ ભુતિયા, નેપાલી, અને ટિબેટી, એ આંહીની મુખ્ય જાતો છે. તેમાંના કેટલાક ભણીને સારા શિક્ષકો અને નોકરીઆતો પણ બન્યા છેઃ સાધારણુ રીતે દરેક જાત ઠીંગણી છે. નેપાલી સ્ત્રીઓ ભુતિયા અથવા લેપચા સ્ત્રીઓ કરતાં વધારે ચોખ્ખી અને ઓછી રૂપાળી હોય છે. લેપચા આંહીંના મૂળ રહેવાશી છે. તેઓનો ચહેરો લગભગ મોંગોલીયન જાતનો છે. ચપટાં નાક, નહિ જેવી મૂછો, અને અને કાંઈક પીળાશ પડતી ધોળી ચામડીથી તેઓ બીજાથી જુદા તરી આવે છે. તેઓ ઉદ્યોગી નથી; બેદરકાર છે. અને ઘણુંખરું 'રીક્ષા' ખેંચવાનું કામ કરે છે. તેઓ જબરા જુગારી છે. અને જ્યારે નવરા પડે ત્યારે તેમના પાસા ઢાળીને એક જાતની રમત શરૂ કરી દે છે.

તેઓ ગંદા તો બહુ જ છે. દૂર ઉભા રહો, પણ તેમના શરીરમાંથી એક જાતની અસહ્ય દુર્ગંધ આવવાની. તેઓને વાળ રાખવાનો ને ગુંથી રાખ-

વાનો શોખ છે. કુક્કર સીખેનુ માંસ તેઓને ખપે છે. તેઓમાં વિવાહના ખાસ નિયમ છે. રૂપિયા પાંચસો કે છસો ખર્ચ તો સ્ત્રી મળે છે.



રીક્ષાવાળા

ભુતિયા લોકો મૂળ ભુતાનના રહેવાશી, પણ હવે લાંબા વખતથી આંહી રહેલા છે. તેઓ ઘણા વહેમી છે. દરેક ભુતિયાના ઘર પાસે કેટલાક વાંસ ને તેને ચોટાડેલી ધજાઓ જોવાની મળે. તે ધજાઓમાં ભૂતોના નામ લખેલાં હોય છે, કે જેથી ભૂતો તેમને હરકત ન કરે. વળી પાણીના સ્થળ ઉપર પણ ભૂત હરકત ન કરે માટે ધજાઓ રાખે છે. કેટલીક વખત તો એક ટેકરીથી સામેની બીજી

ટેકરી સુધી દોરી બાંધી તેના પર ચીંથરા જેવી



ભૂતિયા રમણી

ધજાઓ લટકાવે છે. કે બધા પાણીનું રક્ષણ થાય! તેમનામાં તેમ જ તેમના જેવા બીજા પહાડીઓમાં [નિપાલી સિવાય]ચારિત્રની ભાવનાનું ખાસ સ્વરૂપ ઘડાયું નથી. પરણ્યા પહેલાં સ્ત્રીઓનું ચારિત્ર શુદ્ધ હોવુંજ

જોઇએ, એ નિયમ કંઈક શિથિલતાથી પળાય છે. તેઓ બૌદ્ધ ધર્મ પાળે છે, પણ તે નામનો જ. ભૂતિયા સ્ત્રીઓ, વધારે મજબૂત, તંદુરસ્ત અને સુંદર હોય છે.*

તેઓના ઘર ઘણાં ગંદાં હોય છે. અને અંદરથી તો અંધારા જેવાં પણ હોય છે. અજ્ઞાનતાને લીધે આવા પ્રદેશમાં રહેવા છતાં, તેઓ સ્વચ્છતાથી તો ઘણા દૂર છે.

આપણા બ્રાહ્મણોની જેમ લામા એ ત્યાંના સૌના ગુરૂ છે. હાથમાં ચકરડું લઈ તેઓ 'ૐ મણી પદ્મ ૐ' નો જપ જપ્યા કરે છે. લામા સવારે સવારે ભિક્ષા માગવા નીકળે છે.

દાર્જીલિંગ કેટલેક અંશે યુરોપીઅનોનું શહેર લાગે. બજાર વગેરેની બાંધણી લગભગ એવી જ. દુકાનો પણ ગોઠવેલી. એવી જ રીતે સાધારણ વ્યાપારમાં ત્યાં મારવાડી ઘણો આગળ પડતો છે. કાપડનો અને દાણાનો વેપાર એના જ હાથમાં છે

*દેવીપ્રસાદ રાય ચૌધરીનુ એક સુંદર ચિત્ર યાદ આવે છે એમા પહાડી રમણી પોતાના રેશમી વાળ હાથમા રાખી, એક એવું છાનુ ગુપ્ત સ્મિત કરી રહી છે કે એ સ્મિતને પકડી શકાતુ નથી કે જોઇ શકાતુ નથી. અને છતા એ ગૂઢ આંતર સ્મિત વડે જ આખું ચિત્ર ચિત્ર, બની રહે છે

એમ કહીએ તો ચાલે. દાર્જીલિંગમાં દર રવિવારે બજાર ભરાય છે. તે વખતે દસ દસ માઈલથી ગામડાના લોક પોતાનો માલ વેચવા અને ખરીદ કરવા આવે છે.

દાર્જીલિંગમાં એક 'સેનીટોરીયમ' છે. ત્યાં સાધારણ માણસને રહેવું ફાવે તેમ છે. યુરોપીઅન મીશનરીઓના બળથી, ઘણા પહાડી ક્રિશ્ચિયન બની જાય છે. તેમજ ચા વગેરેની ખેતીમાં પણ ઘણી દેશી સ્ત્રીઓ પ્રેમ જેવામાં પડી ધર્મ ગુમાવે છે.

દાર્જીલિંગથી પાંચ માઇલ 'લેબોંગ' નામે એક જગ્યા છે. ત્યાં ફરવાની મજા છે. એ સિવાય ફરવા જેવા સ્થળોમાં, 'બર્ચહીલપાર્ક,' 'બોટેનીકલ ગાર્ડન' વગેરે ગણી શકાય. એક 'નેચરલ હીસ્ટોરીકલ મ્યુઝીઅમ' છે તેમાં અતિ સુંદર પતંગિયાંની જાતોનો સંગ્રહ કરેલો છે. એ પતંગિયાના એટલા તો વિચિત્ર, કાંટાબાજ અને રમણીય રંગો હોય છે કે એક ને જોઇને બીજું ભૂલી જવાય. કુદરત પણ જ્યાં રંગો આપવા માંડે છે ત્યાં એની મેળવણીમાં એવી તો અદ્‌ભુત કરામત મૂકી દે છે કે એ જોઇને છક્ક થઈ જવાય. 'બહુ બહુ તો તને હું એકાદ દિવસનું જીવન આપું છું', ત્યારે લાવ, આકાશગંગામાં નહાતી અપ્સરાઓને પણ ઈર્ષા

થાય એવાં રંગનાં આભૂષણો તને પહેરાવી દઉં !' આપણને સ્પષ્ટ લાગે કે જાણે એથી જ કુદરતમાતાએ નિત્યની નિદ્રા સારૂ મોટા શહેનશાહોને પણ ન મળે એવી સુંદર રંગીન મૃત્યુશય્યા આ પતંગિયાંને આપી છે !

નેપાળની એક જાતિમાં પરણવાનો વિધિ જરા વિચિત્ર છે–અને આપણા જુવાન કવિઓ એ સાંભળીને વાંસ વાંસ કૂદે એવી વિધિ છે. એમાં ભાવિ પતિ પત્ની કોઈ જળાશય ઉપર જાય છે, ત્યારે સામસામા દૂહા–કાવ્યો લલકારે છે. જો વરરાજા ગીત ગાઈને કન્યાને થકવે તો જ કન્યા એને સ્વીકારે છે. નહિતર પછી પેલા વરરાજ—કવિરાજ નાસી જાય છે !

ઘુમથી ચાર માઈલ દૂર ઘુમશેક નામે એક જગ્યા છે તે પણ જોવા જેવી છે. નવાણું સો ફીટ ઉંચાઈનો એક મોટો પથ્થર ત્યાં છે.* પહાડી લોકોમાં ઘણી જાતો હોવાથી, એક બીજાના રીતરિવાજ જાણવા એકદમ મુશ્કેલ છે. પણ સાધારણ મનુષ્યનું જીવન કેવું વ્યતીત થાય

* જૂના વખતમાં જ્યારે આ જગ્યા નેપાલના તાબામાં હતી ત્યારે એ ખડક પરથી ગબડાવી મારીને ગુન્હેગારને શિક્ષા કરતા એમ કહેવાય છે.

છે એ જાણવા માટે ટૂંકી નોંધ આપી છે. ત્યાં પ્રધાનપદે ઔરાં છે. ઘણોખરો કારભાર ઔરાં ચલાવે ને જે અંગ્રેજ લોકના સંગમાં આવી, આયા તરીકે રહેતાં શીખ્યાં છે, તે પહાડી ઔરાં, બહુ સ્વચ્છ ને રૂપાળાં છે. હાથનો ઘણો ઉદ્યોગ તેમના હાથમાં છે. તકલી લઈને ઉનના દોરા કરતા જવા, એ તેમનું સાધારણ કામ હમેશાં ચાલતું જ હોય છે. ને પગનાં મોજાં તથા ગંજીફ્રાક વગેરે તેઓ બહુ સારાં ગૂંથી શકે છે. ઔરાંઓ જ વેપાર કરે છે; ખેતી કરે છે; અને પરચુરણ નિર્વાહનું કામ ચલાવે છે. પુરુષ તો ઘણી વખત ઘોડિયા પાસે બેસીને દોરી ચલાવતો નજરે પડે છે. પહાડી લોકો ઠીંગણા હોય છે, પણ ભાર વહન કરવામાં ઘણા જબરા છે. એમ કહેવાય છે કે ટ્રેઈન ન હતી, ત્યારે સિલીગુરીથી એક પિયાનો એક મજૂર ઉંચકી લાવેલો હતો. જેમ ઝાલાવાડના હળવદીઆ બ્રાહ્મણો ટ્રેઈન થયા પહેલાં હમેશાં ચાલીસ પચાસ માઇલ સહેજે કાપી શકતા તેના જેવી જ આ ભારવહનની શક્તિ હતી. હજી પણ મજૂરો–પુરુષો તેમ જ સ્ત્રીઓ–ત્રણ ચાર મણ ભાર ઉપાડીને છ સાત માઇલ જઈ શકે છે. ને ડુંગરાઓ ચડી શકે છે! ધીમે ધીમે પણ થાકયા વિના ભાર ઊંચકીને ચાલ-

વામા એ જાત ઘણી પાવરધી છે. નૈતિક દૃષ્ટિ-ણથી જોતા, તેમની દશા હલકી કહેવાય. દારૂનું વ્યસન તેમા સામાન્ય છે. ભૂતિયા વગેરે પહાડીઓ જેમા પંદરવીસ રૂપિયામાં સ્ત્રી મળી શકે છે, તેમની નૈતિક અવસ્થા પણ ઘણી શિથિલ છે. કન્યાવસ્થામા છોકરુ થાય તો તે કન્યાના માબાપની જાતનુ ગણાય છે.

મરણુ પછી તેઓ ચાલીસ દિવસ સુધી ઘરમાં ઘીનો દીવો રાખે છે. ને મરણુ પામનારની શાંતિ વગેરે ક્રિયા થાય છે.

ઘુમમા એક બૌદ્ધ મંદિર છે. ત્યા બૌદ્ધ ધર્મનાં હસ્તલિખિત ઘણાં પુસ્તકો પણ છે. પરંતુ એ બધામાં હવે પ્રાણ રહ્યા નથી. બળદ ઘાંચી ફેરવે તેમ એક જણુ બેઠો બેઠો આખો દિવસ એનુ ‘ ૐમણિ પદ્મ ૐ ’ કરે છે.

પુપુછિન જજેલા–ટિબેટન ભુતિયા–જે સૂરતમા થોડો વખત નોકરીમાં રહી ગયેલો, તેણે ભાગી તૂટી ગુજરાતીમા નિત્યનુ જીવન સમજાવ્યુ તે નીચે પ્રમાણે હતું.

“ સવારે છ વાગે ઉઠી ચા પી [ ચા આહીં બધા પીએ છે. ચા–ઘર પણ ઠેરઠેર છે. અને તેમાં પીવા માટે વપરાતા પિત્તળના ઉભા પ્યાલા બહુ

ચોખ્ખા હોય છે] ઘરનાં સૌ પોતપોતાને કામે જાય. દસ અગિયારે કામેથી આવે. પોતપોતાનું જમવાનું કરે. બૈરી પુરૂષ માટે રાંધે; ખાય ને પછી કામે જાય. આલુ, ભાત, વેંગણ, મકઈ, ને માંસ એ ખાવાના મુખ્ય પદાર્થો છે. વિવાહમાં ત્રીસ ચાળીસ રૂપિયા ખર્ચ થાય. છોકરીનું મન મેળવીને કે પૈસા આપીને, છોકરો તેના બાપની મંજૂરી મેળવે છે અને પછી તેના સસરાને અને બીજાં સગાંસંબંધીઓને વાત કરે છે. તાડી પાય છે. [ તાડી, એ ભુતિયા લોકનું દારૂ જેવું પીણું છે ]. એટલે વિવાહ થઈ ચૂકે છે. ગૃહસ્થાશ્રમનાં દુઃખમાં મારકૂટ આપણી હલકી જાતો જેવાં જ છે.

નવું વર્ષ—મોટો તહેવાર આવે ત્યારે મેંદાની રોટલીઓ તૈયાર કરે છે. એક બીજાને ઘેર ખબર અંતર પૂછવા જાય છે, ત્યારે રોટલી ને તાડીની મિજમાની અપાય છે. નાતનો એક પટેલ છે, તે એક રૂપિયા સુધી દંડ કરે છે.”

હિમાલયનાં આ ઉત્તુંગ શિખરોની સામે દાર્જીલિંગના એક રસ્તા પર એક ક્રિશ્ચિયનની સુંદર કબર છે તેના વિષે ઉલ્લેખ કર્યા વિના નહિ ચાલે. એનું આખું નામ Alexander Csoma De Koros [ અલેકઝાંડર સોમા દ કોરો ] હંગરીનો

એ રહેવાશી. નદીનાં મૂળ શોધનારા વીર સાહસિક પુરુષોની માફક શબ્દોનાં મૂળ શોધનારી એની વૃત્તિએ એને આંહીં આણ્યો. વર્ષો સુધી, એકાંતમાં અને અણજાણી રીતે, ધાંધલ કર્યા વિના ને આગળ આવી જવાની વૃત્તિ વિના–તેણે મુશ્કેલીઓના મહાન ખડકો વચ્ચે પોતાનો રસ્તો કાપ્યો. અને તિબેટન ભાષા અને વ્યાકરણનો કોશ રચ્યો. લ્હાસા જવા માટે એક વખત નીકળ્યો ત્યારે અઠ્ઠાવન વર્ષનો એ અજાણ્યો પરદેશી, આંહીં, દાર્જીલિંગમાં ઈ. સ. ૧૮૪૨ ની ચોથી એપ્રીલે મરણ પામ્યો.

દાર્જીલિંગને એક રસ્તે આવેલી કબર ઉપર આ મતલબનો લેખ વાંચ્યો, ત્યારે ત્યાં એક ઘડીભર શાંત થઈને ઉભા રહી, આ અજાણ્યો પરદેશી, જે પોતાની માતૃભૂમિથી હજારો માઈલ દૂર, એક વીર સૈનિકની ગતિ પામ્યો હતો, તેની શક્તિને પ્રણમી, કાંઈક ખિન્ન હૃદયે નિત્યનું પર્યટન શરૂ કર્યું. અંતરમાં આ સોમાનું નામ રહી ગયું. હિમાલયની ગોદમાં રહેલી એની મૃત્યુશય્યાએ એને યોગ્ય અંજલિ આપી છે. હિમાલયના ખોળામાં તો આવી વીરશય્યા જ શોભે.

ટાઇગરહીલ

'ટાઇગર હીલ' પરથી સૂર્યોદય નિહાળવો,

એ જીવનનો એક અમૂલ્ય લહાવો છે.* પણ સૂર્યોદય જોવાનું, ભાગ્ય કોઈકને જ પ્રાપ્ત થાય છે. દાર્જીલિંગથી ટાઇગર હીલ લગભગ છ માઈલ છે. ત્યાં સવારે સાડા ચારે સૂર્યોદય થાય છે. અને દિશાઓ ચોખ્ખી હોય તો 'એવરેસ્ટ'નું શિખર ત્યાંથી જોઈ શકાય છે. વચ્ચે 'સંચાલ'નો ડાકબંગલો, જે ટાઈગરહિલથી અરધો માઈલ છે, ત્યાં રાત રહે ને સવારમાં વહેલે ઉઠી ટાઈગર હીલ જાય તો પણ જઈ શકાય. એ બંગલાનું ચોવીસ કલાકનું આઠ રૂપિયા ભાડું છે. એટલે સાધારણ માણસ માટે તો સવારમાં વહેલા ઉઠી ચાલવાનું જ ઠીક છે. ટાઇગર હીલ પર ચારેક વખત જવાનું થયું, પણ સૂર્યોદય નિહાળવાનો પ્રસંગ બરાબર તો ન જ મળ્યો તે ન જ મળ્યો! એવી નોંધ પણ છે કે આઠ આઠ દિવસ લાગલાગટ શ્રમ કર્યા છતાં સૂર્યોદય જોવાનો ન મળ્યો હોય, અને મુસાફર નિરાશ બની પાછો વળ્યો હોય!

પહેલી વખત જવાનું થયું ત્યારે તો ટાઈગર હીલ પહોંચતાં વરસાદ શરૂ થયો હતો. અને તે વખતે બપોરના બે વાગ્યા હશે, છતાં દૃષ્ટિ

*પોતાના 'પ્રવાસનાં સંસ્મરણો'માં શ્રી. રતિલાલ ત્રિવેદીએ આ સૂર્યોદય વિષે ને દાર્જીલિંગ વિષે સુંદર વર્ણન કર્યું છે.

દસ ડગલાં પણ દૂર ન પહોંચે એવું ગાઢ ધુમ્મસ પથરાયું હતું.

બીજી વખત રાત્રે એક દોઢ વાગ્યે ઉઠી કૂચ શરૂ કરી ઘૂમ થઈ આગળ જતાં ઘાટું જંગલ આવે છે. શાંત રાત્રિમાં અમારા પગના પડઘા જ માત્ર સાથી હતા અને બન્ને તરફનાં દિવસે રમ્ય લાગતાં વન, બિહામણાં બની રહ્યાં હતાં, એ મુસાફરીને અંતે જ્યારે ટાઈગર હીલ પહોંચ્યા ત્યારે લગભગ ચાર થયા હશે. ત્યાં પહોંચ્યા ત્યારે સૌ પૂર્વ તરફ મોં કરી, સૂર્યોદયની લાલ સુરખી, ક્ષિતિજમાંથી બહાર આવે તે જોવા શાંત બેઠા. પણ એટલામાં આડે એક મોટું કાળું વાદળ આવ્યું! અંતે તો સૂર્યોદય થયા પછી, વાદળમાંથી, કૃષ્ણનાપિતાંબર જેવી, ઘાસોટી પર સુવર્ણરેખા હોય તેવી, સૂર્યની કિરણાવલિ અહીં તહીં દેખાણી, અને એ જોઈ ને પાછા વળ્યા.

ત્રીજી વાર એવો પ્રયાસ કર્યો ત્યારે પવન, ગાઢ ધુમ્મસ વારંવાર સૂર્યોદય આડે લાવતો હતો. પણ જેમ પડદો ઉપડે ને ચડે તેમ ધુમ્મસ પસાર થઇ જતાં, કાંચનજંઘા પર સૂર્યનું પ્રથમ કિરણ આવ્યું તે જોવા મળ્યું! એ દૃશ્ય ભાગ્યે જ એક મીનીટ રહ્યું હશે. શબ્દાતીત રમણીયતા એમાં

હતી. કાંચનજંઘાનાં શિખરો ઉપર બરફની ધોળી બિછાત હતી. પ્રભાતમાં જેમ કમળ ખીલે ને તેનાં કુમળાં કુમળાં પત્રમાંથી, ગુલાબી રંગની મધુરછાયા દેખાય તેમ, આ ગુલાબી રંગની મધુરલાલી, તે શિખર પર પથરાઈ ગઈ. હજી તો આંખ ત્યાં છે, 'આહ! સુંદર! અતિસુંદર!' એમ બોલાય છે, ત્યાં વાદળાંના ગોટે ગોટા પવનથી ખેંચાઈને આવે છે ને એક પડદો પડી જાય છે! એક મિનિટ પછી પડદો ઉઘડ્યો. પણ પેલું દૃશ્ય તો ગયું તે ગયું જ. હવે તો સોનેરી રંગોના રસથી, પર્વતનાં અનેક શિખરો રંગાઇ રહ્યાં હતાં. પણ એ એક સુભગ પળ તો આંખમાં થઈને હૃદયમાં અને ત્યાંથી કલ્પનાના કલ્પનાતીત સ્થાનમાં બેસી ગઇ. આજ પણ એ 'ચટકી' એટલી જ સુંદર સુભગ ને મનોહર નજરે આવી જાય છ! એ જાણે કે આંખમાં જ બેઠી છે. અને ગમે તે પળે પાછી આંખ સામે આવે છે!

દાર્જીલિંગમાં હિમાલય પોતાની જે રંગસૃષ્ટિ બતાવે છે તે અદ્ભુત છે. વાદળ, આકાશ, ખેતર, ખીણો, ડુંગરાઓ, ઝરણાં, વૃક્ષો ને મનુષ્યો પણ, તમને જાણે રંગના જલધોધમાં નહાતાં દેખાય. આખો દિવસ કુદરત એટલી તો જુદી જુદી રંગીન

સૃષ્ટિ બતાવે કે માણસ એ જોયા જ કરે—જાણે જોયા જ કરે. એ સૃષ્ટિ પાસે કોઈ કાલ્પનિક સૃષ્ટિ પણ કાંઈ હિસાબમાં નહિ, વાદળાં ખીણમાં બેસી જાય, જાણે કે હિમાલયની ગોદમાં નાનાં નાનાં એનાં સંતાન સૂઇ ગયાં હોય–પછી જાગે, ધીમેથી ઉઠે, ઉભાં થાય, જરાક ઉંચે ચડે, ને અધર ને અધર પરીઓની માફક ડુંગરા ઉપર ચાલ્યા કરે; કોઈ વખત એ પરીઓ પણ રંગીન બની જાય ને રંગમાં નહાતી નહાતી ફર્યા કરે; તો કયારેક ત્રણ ત્રણ મેઘધનુષો–એક ઉપર એક એમ ખરે બપોરે બાર વાગે પણ દેખાય; કોઈ ચાંદની રાતે કાંચન જંઘાની હિમબાલા, પોતાનાં ઉત્તરીય વાદળ વસ્ત્રો ફેંકી દઈને ઉભી હોય–ને હિમનાં એનાં શિખરો, અત્યંત પાસે ઉભેલાં પહાડોની માફક રેખાએ રેખામાં સ્પષ્ટ દેખાતાં હોય ને ચાંદનીમાં નાહી રહ્યાં હોય–જાણે કે વિશ્વના મહાન પટ ઉપર શુભ્ર આરસની પર્વતપ્રતિમા જ કોઈ વિરાટ્ અંગુ-લીએ કોતરી હોય ! એમ વાંચ્યું હતું કે અત્યંત ઉત્તુંગ હિમશિખરમાલાઓમાં, મુસાફર, આકાશી વાદળામાં પોતાનો ચહેરો જોયા કરે છે–ને કેટલીક વખત પોતે એક હોવા છતાં, એના અનેક રંગીન ચહેરાઓ એની આસપાસ દેખાયા કરે છે–એવી

અદ્ભુત વાતની પણ સત્ય પ્રતીતિ આ રંગસૃષ્ટિ જોયા પછી થઈ જાય.

આ જાણ્યા પછી એક મધુર વેદના થાય છે. હિમાલયના આંતર પ્રદેશો કેટલા અદ્ભુત હશે? કાલિદાસે કુમારસંભવમાં વર્ણવેલાં અપ્સરાનાં ઉત્તરીય વસ્ત્રો, ને નીકોલેસ રોરીશે રંગમાં આપેલાં હિમાલયનાં દૃશ્યો–આ સઘળું, આ જોયા પછી, એ મહાન કલાકારોને હાથે કયાંય અતિશયોક્તિ પામ્યું નથી એમ લાગે છે.

પણ હિમાલયને તમે ગમે તેટલી રીતે વર્ણવો પણ એ વર્ણનાતીત વિષે વર્ણન કાંઈ જ ખ્યાલ ન આપી શકે. હિંદુસંસ્કૃતિનો જન્મ તો આ મહાન પર્વતરાજની ગોદમાં થયો છે. તેણે પોતાના ઉછંગમાં અનેક યુગની અનેક કથાઓ ધારી છે: અને ઉમા મહેશ્વરથી માંડીને ગઈકાલના જંગબહાદુર સુધીનાં બચ્ચાં એની ગોદમાં ખેલ્યાં છે. એ ઉત્તુંગ, મહાન, ભવ્ય, વર્ણનાતીત રૂપરાશિને રૂપ આપવા બેસવું એ કાંઈ કોઈ બચ્ચાંના ખેલ નથી. એનું રૂપ પકડવું પણ સહેલું નથી. એની પાસે તો મૌન ધારીને કેવળ નેતિ કહીને જ વીરમી જવું પડે.

## પાંચ દશ્યો

દાર્જીલિંગની આખી મુસાફરીનો હેવાલ જો ક્રમસર લેવાય તો તો, મુંબઈમાં તા. ૨૦-૪-૨૬ ની રાત્રે જોયેલું સેંટ રૂથ ડેનીસનું અદ્‌ભુત નૃત્ય પ્રથમ આવે. પરંતુ જે ક્રમ પ્રમાણે મુસાફરી કરેલી તે ક્રમ પ્રમાણે આખો હેવાલ ન લેતાં આખી મુસાફરીના મધુર સ્વપ્ના જેવા પાંચ પ્રસંગો નીચેના ક્રમે ગોઠવાય છે.

(૧) તિષ્ઠા રંગીત સંગમનો પ્રવાસ
(૨) દાર્જીલિંગ: ત્યાંનો સૂર્યોદય.
(૩) ભુવનેશ્વરની દેવી પાર્વતી.
(૪) પદ્મિની: એક અપૂર્વ ચિત્ર.
(૫) સેંટ રૂથ ડેનીસ મારવાડણ તરીકે; 'સીતા' નાટક; શિશિરકુમાર ભાદુરીની અભિનયકલા.

હિમાલય, લાખો ને કરોડો રંગની અદ્‌ભુત મીલાવટનો પ્રદેશ છે. એનું એક પણ દશ્ય અપૂર્ણ

ઠે નાનું નથી. માપમા ન આવે તેટલી વિશાળતા, બુદ્ધિ કુંઠિત થઈને પાછી ફરે એવી ભવ્યતા, માનસ ચક્ષુ પણ કલ્પી ન શકે એવી સુંદરતા, અને એ ઉપરાંત આખા પ્રદેશના વાતાવરણમા એક જાતની ન કળી શકાય તેવી અગમ્ય આનંદની પ્રાણસ્ફૂર્તિ—જે વાદળાંની દરેક રમતમાં ભરપૂર મળે. પરંતુ હિમાલયનાં સર્વે ગિરિનગરોમાં નૈનીતાલ, મસુરી, સીમલા, વગેરેમાં—જે દેખવામા નથી આવતું તે દાર્જીલિંગમાં છે. નૈનીતાલ છીપમા બેઠેલા નાજુક મોતી જેવુ છે, કોમળ, ને સુંદર સીમલાની ચારે તરફ એટલી બધી વિશાળતા ખડકાયેલી છે, કે ઘડીભર એમ જ લાગે કે જાણે કોઈ સ્થિર ને શાંત બની ગયેલા મહાસાગરમા ઉભા છીએ. ડુંગરાઓ જાણે સમુદ્રનાં ઠરી ગયેલા મોજાં હોય, અને એવા એક મોજા પર આપણે ઉભા હોઇએ. મસુરી મે જોયુ નથી, પણ જોનારા કહે છે કે મસુરીનુ સૌંદર્ય વનરાજિની પરંપરામાં ને અનેક ધોધોમા છે.

પરંતુ દાર્જીલિંગ તો રંગની હજારો ને લાખો મિલાવટનુ—જાણે ખુદ હિમાલયના ચિત્રભવન જેવું—અદ્દભુત સ્થાન છે એને આગણેથી હિમાદ્રિની આખી હિમમાલા નજરે ચડે, પર્વતોમાં રૂદ્ર જેવો કાંચનજંઘ—જંઘા—નજરે પડે, અને રંગની સૃષ્ટિ

તો એવી વિવિધ કે તમને એમ લાગે કે અપ્સરાઓ, જ્યારે દાર્જીલિંગના આકાશમાં ફરતી હશે, ત્યારે તેમનાં આછાં વસ્ત્રો આ પીંછીથી રંગાઈ જતાં હશે. કાચના જેવા તેમના નિર્મળ દેહમાં આ હજારો રંગની છાયા ઉતરતી હશે, ત્યારે એ રંગીન સ્ત્રી છે, કે સ્ત્રીએ રંગ ધારણ કર્યો છે, એ કહેવું મુશ્કેલ પડતું હશે.

દાર્જીલિંગમાં જેવા અદ્‌ભુત રંગ છે, તેવી જ અદ્‌ભુત વાદળાંની રમ્મત છે. ફળીમાં કિલકિલ દોડતાં બચ્ચાંની માફક આ વાદળાં ડુંગરે ડુંગરે જે રમ્મત માંડે છે, તે ખરેખર નિહાળવા જેવી હોય છે.

ધોળા રૂના કોઈ લાખ્ખો મણના ઢગલા, આખી ખીણુની ખીણુ ભરી દે છે: ખીણુમાં, હજારો વૃક્ષો હોય, કેટલાંય સજીવ મનુષ્યો જુદાં જુદાં કામ કરી રહ્યાં હોય, ગાયો ચાલી રહી હોય, સ્ત્રીઓ હરતી ફરતી હોય, બાળકો રમતાં હોય, પરંતુ, સવારમાં વહેલાં, કોઈ ડુંગરા ઉપરના રસ્તાથી, નીચે ખીણુમાં નિહાળો તો, રાત્રે ઠરી ગયેલા ને જામી ગયેલા ધોળા રૂના ઢગલા જ દેખાય!–નદી એકદમ બરફરૂપ થઈને પ્રવાહ થંભી ગયો હોય!... નીચે જાણે કાંઈ જ નથી. અને

પછી જ્યારે એ વાદળા ઉપડે–જાણે તમારા ઘણા વર્ષોના પુણ્યથી મળેલી કોઈ કલ્પનાની સુંદરી,



ાતાવણી શ્રી મો

શોધી ને શોધી -હૈની, તમારી અધીનાઈ પર,

ખોટા રોષથી તીવ્ર આંખે જોતી, તમારા પર ઉપકાર કરતી હોય તેમ, ધીમે ધીમે ધી . . . મે આછો આછો ઘૂંઘટ ખોલી રહી છે! ધી . . . મે અને એ ઘૂંઘટમાંથી પ્રેમની મીઠાશ જેવું તાજું મધુર ને મોહભર્યું છૂપાયેલું મોં દેખાય છે!–કેટલાંક દશ્યો જોવા માટે જ હોય છે, શબ્દ એમના વિષે કાંઈજ કહી શકે નહિ. તા. ૭–૬–૨૬ ની વહેલી સવારે દાર્જીલિંગ કાંઈક આવું જ રૂપ ધારીને સૂતેલું જાગતું હતું: રસ્તા ઉપર અવરજવર થોડો હતો: માત્ર થોડીક ભુતિયા સ્ત્રીઓ, પોતાના ‘ છાતા ’ લઈને, કલકત્તા રોડ ઉપર ચાલી જતી હતી. ફરવાના હેતુથી જ—અને થોડે ફરીને પાછા આવવાના હેતુથી, ‘ ચોરસ્તા ’ તરફ હું ચાલ્યો. ત્યાં ચાર રસ્તા મળે છે, ને ત્યાં થઈને એક રસ્તો નીચે નીચે ગામડાં તરફ ચાલ્યો જાય છે: એ વખતે દાર્જીલિંગમાં આવ્યાં, બહુ થોડા દિવસ જ થયા હતા, એટલે બધું નવું નવું જોવાની તીવ્ર ઈચ્છા હંમેશાં હાજર જ રહેતી: પાટિયા પર વાંચ્યું:

Rangit River–‘ રણજીત ’ નદી. ખરું નામ તો રંગીત નદી જ છે. પાટિયામાં પણ તે પ્રમાણે જ લખ્યું છે. પણ પહેલી અસર તો એ જ થઈ કે પંજાબના રાજા રણજીતસિંહના નામ પરથી કે

પછી ગમે તે કારણથી–આ તરફ કોઈ 'રણુજીત' નદી છે. પોલીસમેનને પુછયુ: 'રણુજીતરીવર' કા ચે રસ્તા હય ?–તેણે કહ્યુ 'હાં, રંગીતરીવરકા યે માર્ગ હય'.–'કિતને દૂર ?' 'અગિયારા માઇલ.'

સવારના પાંચ–સાડાપાંચ થયા હશે. એકદમ–બે વર્ષ પહેલાં કરેલી 'ભજ્જી'–સતલજની મુસાફરી યાદ આવી. ત્યાં પણ પહાડી લોકોએ 'ભજ્જી'–સતલજ તેર માઇલ દૂર કહેલી, પણ તે એવા તો વિકટ પંથે કે સીધા રસ્તાના છવીસ માઈલ જ વધારે સારા ગણાય. એ અનુભવથી આવેલું ડહાપણ જરાક આગળ પડતો ભાગ ભજવી રહ્યું હતું, એટલામાં, રસ્તા પરથી જોતાં, સામેના પહાડો જાણે પોતાની નિઃશબ્દ નિશાનીથી, આમંત્રણ આપી રહ્યા હોય, તેમ, એક પછી એક વધારે ને વધારે સ્પષ્ટ ને સુંદર થવા લાગ્યા.

અગિયાર માઈલ જઈને આવી જવાશે ને સાંજે જમતી વેળા સૌની સાથે પંગતમાં બેસી જવાશે, એવો વિચાર કરીને, ફરવાનું પડતું મૂકી, કાંઈ પણ તૈયારી વિના હું રંગીત નદીના નામથી મોહીને તેને જોવા નીકળી પડયો.

'ભુતિયાબસ્તી' નામે એક નાનું સરખું, ગંદું, ભુતિયા લોકોનું ગામ વટાવ્યું. રસ્તો વધારે ને

વધારે નીચે નીચે જવા લાગ્યો. ઉતરવાનું એટલે સહેલું હતું. અને ઝપાટાબંધ ચલાતું હતું. આસપાસ ચાનાં ખેતર જાગી ઉઠયાં હતાં, ને સુંદર પર્વતોના ખોળામાં, વ્હાલસોયાં બાળકની માફક ગેલ કરતાં હતાં.

રંગીત નદી જલદી પહોંચવાના ઉદ્દેશથી, હું ઝપાટાભેર ચાલ્યે જતો હતો, ત્યાં રસ્તામાં એક જગ્યાએ 'બદામતમ' નામે ગામ આવે છે, ત્યાંથી ભુતિયાનો એક જુવાન છોકરો ભેગો થઈ ગયો. પગ મુસાફરીની ખરી મજા, બે જણા, વાતો કરતા ચાલ્યા જ જાય, ચાલ્યા જ જાય, એમાં છે. બદામતમના આ ભુતિયાભાઈ સાથે આપણે તો ભાંગીતુટી—અને ઘણીખરી તો ખોટી જ હિંદીમાં વાતચીત ચલાવી. પણ એ બિચારો સાચું હિંદી સાંભળવા ટેવાયલો, તેને આ ખોટું ગુજરાતી ને ખોટું હિંદી, એવું મિશ્રણ કેમ ગળે ઉતરે?— ઉત્તાકામાંડમાં હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયની કૃતિ 'Returned from abroad' જોવા ગયેલા, ત્યારે સંગીતમાસ્તર શંકરરાવ ને હું સાથે બેઠેલા. ચટ્ટોપાધ્યાયના ઇંગ્લીશ વાકયોનો હું હિંદીમાં તરજુમો કરતો હતો, ત્યારે શંકરરાવે વિનોદ કર્યો હતો કે 'આપના ઢેઢી હિંદી કરતાં; શુદ્ધ ગુજરાતી

ચલાવો તો હું વધારે સમજું !—'

એટલે આ પ્રમાણે હિંદીમાં મેળવેલી શક્તિ ઘણી વખત તો મદદને બદલે ગોટાળો જ ઉભો કરે છે. ભુતિયાભાઈની સાથે ચાલ્યા. રસ્તામાં ગામડાનાં નામ, ઝાડનાં નામ, ને એવી એવી પરચુરણ વાતચિત, નિશાનીભરેલી હિંદીથી ચાલી રહી હતી. એટલામાં એક સુંદર સ્થાન આવ્યું. બદામતમથી ત્રણ માઈલ દૂર, ને દાર્જીલિંગથી લગભગ છ માઇલ દૂર—ડુંગરામાં એક ઠેકાણે, પાણી ઝમી રહ્યાં છે, ચારે તરફ વન આવી રહ્યાં છે ને વૃક્ષોની ઘાટી છાયામાં, મુસાફરો આરામ લે એવાં સુંદર લાકડાનાં આસન બનાવી દીધાં છે. આ સ્થળે બે 'ચા–ઘર' છે. ભુતિયા લોકો પણ, ચીના લોકની માફક મોળી ચા પીએ છે. પણ તેનો સ્વાદ સરસ હોય છે. તમને આ પ્રદેશમાં ઠેર ઠેર 'ચા–ઘર' મળવાનાં. મુસાફરો માટે આ ડુંગરાઓમાં સાચ્ચી ધર્મશાળા આને જ કહેવાય.

પેલા ભુતિયાએ કહ્યું કે 'આંહીં "નેપાળની રાણી" રહે છે.' બે ભુખડી બારશ જેવાં ઘર, ને ઘર આંગણે, સૂતેલી એક કુકરી ને તેનાં સાત આઠ બચ્ચાં, આમ તેમ ફળીમાં ફરતાં બે ચાર કુકડાં,

ને ઓશરીમાં જેમતેમ ગોઠવી કાઢેલાં, થોડાંક બેસવાનાં લાકડાં: નેપાળની રાણીની આ સમૃદ્ધિ તો કાંઈ એકદમ મોહક ન લાગી. તેથી ભુતિયાને ફરી પૂછ્યું "નેપાળની રાણી આંહીં રહે છે?"

તેણે ડોકું ધૂણાવીને હા પાડી, ને ઘરનો ઉપલો માળ, જે ખરી રીતે તો પહેલો માળ જ કહેવાય, કારણ કે ઘરનો નીચેનો ભાગ ભંડારિયા જેવો, જમીનના ખાડામાં જ હતો, તેના તરફ નજર કરી 'જુઓ, ત્યાં બેઠી બેઠી ગૂંથે' એવું કાંઈક તેણે સમજાવ્યું.

ઉપલા માળના રસ્તા પર પડતી બારીમાં બેસીને, એક જુવાન સ્ત્રી કાંઈક ગૂંથી રહી હતી. તેનો વેષ પણ—ખાસ્સો ઘટ્ટ જાંબુડિયા રંગનો મખમલનો કબજો, માથાપર ગુલાબી રંગનું ઓઢણું, ને નીચે અજંટાનાં સ્રીપાત્રો પહેરે છે તેવું, ઘાઘરાપર છૂટું વિંટાયેલું પીળારંગનું લૂંગડું—સુંદર હતો. નાકમાં, હાથમાં, પગમાં, ગળામાં, કાનમાં તેણે ઘરેણાં પહેર્યાં હતાં. ઉજ્જ્વળવાને આવી નમણી બાઈ, નેપાળની કોઈ દેશવટે નીકળેલી ભાયાત રાણી હોય તો નવાઈ નહિ, એવું ધારી મનનું સમાધાન કરતો હતો, ત્યાં ભુતિયાએ કહ્યું: 'આ કે લીચે જાનાં હો તો જાઓ.'

બેઠક ઉપર જગ્યા લીધી.

'કૉફી હય?'ના જવાબમાં, તેણે ધીમું હાસ્ય કરીને, હાથમાંનું કામ પડતું મૂકી, ચૂલા ઉપર ઉકાળવા માટે મૂકેલા એક માટીના વાસણમાંથી, ચાનુ પાણી, પિત્તળના એક લાંબા પ્યાલામાં ભર્યું ને તેમાં ખાંડ તથા દૂધ નાખીને સામે ધર્યું.

પિત્તળનો પ્યાલો બહુ સુંદર ને સ્વચ્છ હતોઃ ચા આપનારી પોતે પણ એવી જ હતીઃ ને કાંઈ ચાપાણી કર્યા વિના નીકળેલ એટલે એ પ્યાલાની મીઠાશ ઓર લાગી.

એટલામાં તો એક બીજો છોકરો આવ્યો ને તેણે રોટી માગી હશે એટલે રાણીએ બે પૈસા લઈને રોટી આપી. ઘેરથી તો ભાતાપોતા વિના નીકળેલા, કારણ કે નીકળેલા બજારમાં આંટો મારવા, ને તેને બદલે આ શંગીત નદીનો રસ્તો પકડ્યો, એટલે ઘરની ચા ને સુરણનાં બે ત્રણ મોટા મોટા કકડા સાંભરી આવ્યા, ને નેપાળની રાણીની રોટલી લેવાનું મન થઈ ગયું, પણ 'આગે આગે કુછ મીલ જાયગા' કરીને ચલાવી લીધું. વળી આ રોટલી ભાવશે કે નહિ, એ પણ જરાક શંકા હતી. જો કે નેપાળની રાણી, તો બહુ જ ચોખ્ખી હતી ને ઘરનો અંદરનો ભાગ અરીસા જેવો સ્વચ્છ હતો.

જુદી તરકારી લઈને વેચવા આવી હતી. ભુતિયાની સ્રીઓ જંગલી જેવી લાગે છે. નેપાળી સ્રીઓ જરાક સુધરેલી પણ ઢીંગલી જેવી ને બહુ રૂપાળી ન લાગે. પણ સિકિમી સ્રીઓ, કદ્દાવર, ગોરી, ને ભરાઉ



સીકીમી ભુતિયા સ્રીઓ

લાગે છે. આ મેળામાં પણ એવી કોઈ કોઈ સ્રી ઘડીભર રજપૂતાણીને પણ એક કોર મૂકી દે તેવી–દેખવાસાં આવી.

પણ નહિતર સાધારણ રીતે, ગામડામાં મલેરિયાનું જોર ઘણું છે. ને મંજીતારમાં પણ—કુદરતના એવા અનુપમ સૌન્દર્યની વચ્ચે-મલેરિયાથી પીડાતી દુઃખી જનતાનુ દર્શન, અત્યંત ગ્લાનિ ઉપજાવે છે. મંજીતાર ઉર્ફે રંગીતબજારની સમુદ્રની સપાટીથી ઊંચાઈ લગભગ ૧૦૦ ફીટ છે. એટલે દાર્જીલિંગથી લગભગ ૬૦૦૦ ફીટ નીચે ઉતરીને આવેલ તેથી હવે બફારો, ઘામ ને તાપ તો એવાં આકરાં થઈ પડયાં કે, ગામમાં સોંસરવા નીકળતાં એક છેડે મદિર જેવું દેખાયું ત્યાં બેઠા વિના એક ડગલુ પણ પાછા ફરવાની હિમ્મત રહી નહિ.

એ મંદિરમાં ગયો. ત્યાં એક બ્રહ્મચારી મહારાજ રહે છે. વેષ જોઈને જ એમણે મીઠી ગુજરાતી જબાનમાં પૂછયું: 'કયાંના છો?'

સાધુને ગુજરાતી બોલતો જોઈને બહુ આનંદ થયો, ત્યાં તેણે જ કહ્યું કે 'હું ડાકોરનો છું ને ઘણાં વર્ષથી આંહીં રહું છુ. આજે ઘણા વર્ષે તમે ગુજરાતના મળ્યા એટલે બહુ આનંદ થયો. સીકીમના દિવાને આ જગ્યા મને આપી છે.' સાધુને દિલમાં ખરેખર આનંદ થઈ ગયો હતો. અને તે વારંવાર ગુજરાત વિષે પ્રશ્નો કરવા લાગ્યો. પછી

તો સાધુ મહારાજે પ્રસાદ લેવા આગ્રહ કર્યો. પણ મેં જમવાની તો ના પાડી ને તેણે કેળાં આપ્યાં તે ખાઇને પાણી પી, ઓશરીમાં જરા લંબાવ્યું. કોઈ બંગાળી જુવાન સિકિમમાં જવા નીકળેલા, તેના માટે ઘોડાનો બંદોબસ્ત કરવામાં સાધુ મહારાજ રોકાયા, ત્યારે હું મંદિરની પાછળ, રંગીત નદીનો પટ નિહાળવા ચાલ્યો ગયો. પાછો આવ્યો ત્યારે સાધુ મહારાજ મારી રાહ જોતા બેઠા હતા. થોડીવાર ત્યાં બેસી સાધુની રજા લઈ, એક વખત ફરી આવવાનું વચન આપીને, રસ્તો માપવાની તૈયારી કરી. કારણ કે લગભગ એક વાગ્યો હતો. અને મકાનેથી સવારે પાંચ વાગ્યે વ-હેલાં કોઈને કહ્યા વિના નીકળેલ એટલે સાંજ પહેલાં તો પહોંચવું જોઇએ જ એ ગણતરી. હતી એટલે હવે સવારીને પાછી ફેરવ્યા વિના છૂટકો ન હતો. કારણ કે અગિયાર માઇલની ચડાવની મુસાફરી હતી. વચ્ચે એક માઇલનો ચડાવ તો એવો વસમો હતો ને તાપ એવો તો સખ્ત હતો, કે શરીર પર માત્ર ધોતિયું ને પહેરણ રાખ્યા છતાં, ઉકળાટથી રૂંધાઈ જવાતું હતું. આ ઠંડી ને ગરમીના ફેરફારો તો જાણે શરીરને જે કરવું હશે તે કરશે, પણ તે પહેલાં જ એક જગ્યાએ બે માઇલના સીધા

ચઢાવમાં તો દસદસ ડગલે વિસામા લેવા માંડયા . . અંતે એ પૂરું તો થયું, પણ—એટલા પંથે થાક બહુ જ આપ્યો. ફરી એકવાર આરામ લઈ દાર્જી-લિંગ તરફ રવાના થયો.

અધુરામાં પૂરું રસ્તામાં વરસાદ પડયો. અરધા ભીંજાતા, ને અરધા કોરા, પાંચ–છ વાગે દાર્જીલિંગ પહોંચી જવાયું. તિષ્ઠા–રંગીતની લગભગ ત્રીસ માઈલની મુસાફરીનો આ પ્રવેશ અંક થઈ ચૂકયો. હવે પછી જ–માત્ર અડતાલીસ કલાકની, પણ જીંદગીમાં હંમેશાં યાદ રહી જાય તેવી તિષ્ઠા–રંગીત સંગમની મુસાફરી શરૂ થવાની હતી.

તા . . . નું પ્રભાત અત્યંત મનોહર હતું. તે દિવસે જ્યાં રંગીત નદી તિષ્ઠા નદીને મળે છે ત્યાં —દાર્જીલિંગથી લગભગ ૨૮ માઇલ દૂર–મુસાફરી કરવાનો, આખી જીંદગીભર યાદ રહે તેવો લ્હાવ લેવાનો હતોઃ રાતના ત્રણ નહિ થયા હોય ત્યાં 'ડીંગલ'માં આખો કાફલો તૈયાર બની ગયો હતો. આ મુસાફરીના કેપ્ટન તરીકે રા. ભાઈ ચૈતન્ય-પ્રસાદને ચૂંટી કાઢવામાં આવ્યા હતા. કેડે લાલ શાલ વીંટીને, જાણે પેશ્વાઈને ફરી સજીવન કરવી હોય, એટલા ઉત્સાહથી તૈયાર થયેલા દાદા સાહેબ

* દાર્જીલિંગ નિવાસમાં જે બંગલામાં રહ્યા તેનું નામ.

માવલંકર, એમની પાસે પાસે, પણ કાન પર 'વાંદરાટોપી' લગાવી, શરદીથી પોતાનું પાતળું ૯૯ રતલનું શરીર સાચવતા ભાઈ બાબુરાવ વકીલ, શરદી ગરમી સઘને 'ઓહીંયા' કરીને, કાળી જાડી દેશી કામળી ખભે લગાવી, હાસ્યરસની લગામ છૂટી મૂકીને, પોતાનાં જોડેલાં કાવ્યો—'તારાં શાં માન ડીંગલિયા કે, આલે અડચો તારાં શાં માન ડીંગલિયા'—ડીંગલ ઉપર જોડેલાં કાવ્યો ગાતાં ગાતાં તૈયાર થયેલા ડૉ. હરિપ્રસાદ, પંજાબની કોઈ મિજલસમાં જાણે હમણાં જ ગાવા જવાના હોય તેમ બરાબર અક્કડે અક્કડ ઇસ્ત્રીબંધ કોટ પાટલુન લગાવીને તૈયાર થયેલા નારાયણરાવ વ્યાસ, મજૂરને, ઘોડાંને, ઘોડાવાળાને સૌને પહોંચી વળવા, આમ તેમ દોડી રહેલા અંબાલાલ, કાફલામાં સૌથી નબળા, અને પહેલામાં પહેલી તકે 'અહેદ્વારકાં' કરવાનો અચૂક આગાહી આપતા, પણ અત્યારે તો સફેદ ચોરણી લગાવી, કામની નકામી જે આવે તે ચીજ ભરીને આખું જંગલ ચિતરી લેવા માટે ફૂલાવેલી હાથ-કોથળી તૈયાર કરી રહેલા રવિશંકર રાવળ, શુદ્ધ નિખાલસતાથી સૌમાં ભળી ગયેલા સર ચીનુભાઈ અને ૨૮ માઈલ જંગલનાં જંગલ વીંધીને હિમા-ળાના ઠંડા પવન લેતાં લેતાં, તિષ્ઠા જોવા જવું

છે, એ કલ્પના માત્રથી જેનાં ભૂખ તરસ ઠંડી ને તાપ સર્વે સમાપ્તિ પામી ગયાં હતાં, તેવો, આ સેવક પોતે.

આવી રીતે નવ જણાનો કાફલો તૈયાર થયો. બે ભુતિયા મજુરને ખાવાપીવાનું લઈને આગળથી રવાના કર્યા તે, પાંચ ઘોડાં ને પાંચ ઘોડાવાળા એમ આખા સૈન્યમાં તો કુલ ઓગણીસ જીવ થયા. આ આખું સૈન્ય, બદામતમને રસ્તે થઈ રંગીત નદી તરફ ચાલ્યું. બબ્બે માઈલ સુધી ચાલવાના સૌના વારા કાઢયા. અને એમ કરતાં કરતાં, લગભગ દસ વાગે રંગીત પર આવેલ મંજીતાર ગામ પહોંચ્યા. ત્યાં પેલા ડાકોરી સાધુને મળ્યાઃ અને એકવાર ફરી આંહીં આવીએ તો બધી સગવડતા સાચવવાની તેણે તૈયારી બતાવીઃ પણ રંગીતથી તિઘા બાર માઈલ છે એમ ધારેલું તે આંહીંથી સોળ માઈલ થયું. આ પ્રમાણે જ્યારે મંજીતારથી લગભગ અગિયાર વાગે નીકળ્યા, ત્યારે સોળ માઈલ ચાલવાના બાકી હતા. અમારા હિસાબે ચાર વાગે તિઘા પહોંચાશે એમ ધારણા હતી.

મંજીતારથી પાછા ફરી રંગીત નદી પરનો પુલ ઓળંગી, ડુંગરાની પડખે પડખે ચાલ્યા જતા રસ્તા પર સૌએ કુચ શરૂ કરી; અમારી નીચે

પડખે પડખે રંગીત નદી ચાલી આવે છે, અને ઉપર ડુંગરા તોળાઈ રહ્યા છે. રંગીતને કાંઠે કાંઠે, તેના વળાંકે વળાંકે રસ્તો ચાલ્યો આવે છે. નદીની પેલી તરફના બધા ડુંગરાઓ સીકીમની સરહદમાં છે. આ તરફ બ્રિટિશ ગવર્નમેન્ટની હદ છે. રંગીતનો આ રસ્તો ઘણો સુંદર છેઃ પણ જ્યારે લગભગ બે વાગે આ રસ્તાની વચ્ચે આડી પડીને, રંગીતને મળવા વહેતી 'રૂમદુમ' નામે નાની નદી આવી, ત્યારે ત્યાંના દેખાવથી તો હદ થઈ ગઈઃ એક તરફ ઘાટી વનસ્થલીમાંથી, શંકરને મોહ પમાડવા આવેલી પાર્વતીના જેવું 'રૂ મ ઝુ મ રૂ મ ઝુ મ' નૃત્ય કરતું 'રૂમદુમ' ઝરણું ચાલ્યું આવે છે; બીજી તરફ થોડે દૂર શાંત સ્વસ્થ ભાગિરથી જેવી 'રંગીત' નદી વહી રહી છે.

રૂમદુમના તીરપ્રાંતમાં થોડીક જગ્યામાં પથરા પથરાઈ જઈને ઘાડું વન ઓછું થઈગયું છે. પણ પછી તરતજ મોટાં મોટાં વૃક્ષોથી બધા ડુંગરાઓ ભરાઈને જંગલનો દેખાવ જાળવી રાખે છે. રૂમદુમને કાંઠે પડેલી લીસી શિલાઓ એટલી તો સુંદર લાગી કે, એક પછી એક સૌ જુદી જુદી શિલા પર, ઝાડ નીચે ને ઝાડ ઉપર, જેમ ફાવે તેમ, ઘડીભર આરામ કરવા બેસી ગયા. રૂમદુમનું

શીતળ ચોખ્ખું અત્યંત મીઠા અવાજથી વહેતું પાણી, સુંદર શિલાઓ, કાંઠા ઉપરનાં ઘાટી છાયાવાળાં વૃક્ષો, અને આરામસ્થાનને યોગ્ય શાંતિ ભર્યો દેખાવઃ એની મોહિની એવી અજબ હતી કે આગળ મુસાફરીનો લાંબો પંથ છતાં, સૌ કાંઈ ન હોય તેમ, નિરાંતે ઘડીભર બેસી ગયા. બપોરના બે થઈ ગયા હતા, કુચ સવારના પાંચ વાગ્યેથી શરૂ થયેલી, અને મંજીતારમાં મળેલું એક એક નાનું કેળું બાદ કરીએ તો પેટમાં અત્યાર સુધી હિમાલયની હવા સિવાય બીજું કશું જ ગયું ન હતું, આ સ્થાન એટલું સુંદર હતું, અને ભૂખ તો એવી કક-ડીને લાગી હતી કે જો આંહીં મુકામ થાય ને જરા જરા ખાવાનું મળી જાય, તો બહુ જ સારું એમ સૌની ઈચ્છા હતીઃ એક બે વખત મોંએ ચડીને ભાતાંપોતાં છોડાવવા માટે, કેપ્ટનને અરજ પણ થઈઃ પણ ચૈતન્યપ્રસાદે તો પોતાના શરીરને લશ્કરી તાલીમથી કસેલું તેને અત્યારે એક મીનીટ પણ ખોટી થવાની વાત જ ગમે તેમ ન હતું અને વધુમાં, પાછળથી જ ખબર પડી કે, ‘સોશ્યાલી-ઝમ’ પર છેલ્લાં છેલ્લાં પુસ્તકો વાંચ્યા હોય તેથી કે ગમે તેમ, પણ જે બે ભુતિયા મજૂરો અમારી સાથે હતા, તેમને બિચારાને ખોટી થાવું પડે,

આપણી પાછળ રહી જાય, ને પાછું ગોઠવીને બાંધેલું તે બાંધવાની ફરી મહેનત પડે, માટે જ, આટલી સખતાઈ કરીને, એક ટંક પણ ન છોડે એવા ડૉ. હરિપ્રસાદ ને અંબાલાલ પટેલ જેવાને એકલા રૂમઝુમના મીઠા ઠંડા જળના ખોબા ભરી ભરીને માથે મોંએ છાંટીને, બે ચાર કલાક વધુ ચલાવી લેવાની લશ્કરી તાલીમને પરિચય કરાવવો પડ્યો. થાક હતો ને આ ભૂખનો વધારો થયો, એટલે એક પછી એક મહારથી ડગવાની તૈયારી કરવા લાગ્યાઃ મને ભૂખ તો બહુ લાગી હતી, પણ જ્યાં સૌ સરખી રીતે વેઠવા તૈયાર થયેલા ને કેપ્ટન પોતે તો આગલી રાતના ભૂખ્યા છતાં, સૌના મોખરે ચાલવાનું શરૂ કરે, ને જે થાકે તેને ઘોડા-ઉપર હુકમ કરીને બેસારી પોતે તો અત્યાર સુધી પગપાળી જ સવારી ચલાવી રાખે, ત્યાં કાંઈ ચૂં કે ચાં કરવું નકામું ધારી, સવારી ફરીથી શરૂ કરી દીધી.

પરંતુ જેમ આપણને જીવનમાં કચારેક કોઈ સાચો સાધુ મળે ને યાદ રહી જાય, કોઈ અતિ-શય સુંદર પ્રભાતનું સ્મરણ રહી જાય, કોઈ અનુપમ લાવણ્ય ઝરતી સુંદરીનું વદન, દોડતી મોટરે જેવાઈ ને ચિરસ્થાયી થઈ જાય, તેમ રૂમ-

દુમનો—પ્રમાણમાં બહુ જ ટૂંકો—પરિચય હમેશને માટે સાથે રહી ગયોઃ એનું નામ રૂમદુમ છે અને એ નામ પ્રમાણે જ એ તો ‘રૂમઝુમ રૂમઝુમ’ કરતી કોઈ અજબ રીતે છાની છાની ડુંગરામાંથી ચાલી આવે છેઃ બે વર્ષ પહેલાં સતલજની સફરમાં ભજ્જીના દેશમાં જોયેલો ‘કેશુ’ નામનો વોંકળો, જ્યારે રસ્તામાં આવ્યો હતો, ત્યારે તેનું ઠંડું પાણી ને સ્વચ્છ પ્રવાહ જોઈને, બરાબર અરધો કલાક ત્યાં શાંત બેસી જ ગયો હતોઃ પરંતુ રૂમદુમની નાજુક રમણીયતા એટલી તો અપૂર્વ લાગી કે અત્યાર સુધી નિહાળેલી ઘણી ઘણી નાનકડી નદીઓમાં આનું જુદું જ ‘રૂપ’ મનમાં વસી રહ્યું છે. સ્મૃતિની આંખ સામે જ્યારે જ્યારે રૂમદુમ ખડી થાય છે, ત્યારે જીવનનો એટલો કકડો—માત્ર અરધો પોણો કે બહુ બહુ તો એકાદ કલાક—અમૃતના બિંદુ જેવો, અમર્ત્ય મીઠાશથી ભરેલો, નજરે ચડે છે. ભૂતકાળના સૌન્દર્યના પડછાયા, કાંઈક જુદી જ મીઠાશ ને વેદનાના મિશ્રણથી આપણા જીવનની વર્તમાન પળને રંગી દે છે.

રૂમદુમ ગઈ. પણ એની સ્મૃતિ તો આખા રસ્તા પર કાફલાના દરેકે દરેક આદમી પાસે

'અહાહા'! બોલાવી રહી હતી: પણ હજી હિમાલયે અમારા માટે સંઘરેલો ખરો રત્નભંડાર હવે આવવાનો હતો.

આગળ વધ્યા. રંગીતનો પ્રવાહ વિશાળ થતો ચાલ્યો. વન ઘાટું થતું ગયું. રસ્તો વધારે ને વધારે સુંદર બનવા લાગ્યો. પછી તો વાંસનાં જંગલ —વાંસ પણ ઓછામાં ઓછા પચાસ પચાસ ફીટ લાંબા ને સાધારણ વળીના કરતાં જાડા એવા— જૂથનાં જૂથ આવવા લાગ્યાં: વૃક્ષો તો વિવિધ પ્રકારનાં આવે જ, પણ જ્યાં જ્યાં વચ્ચે વાંસનાં જૂથ આવે ત્યાં ત્યાં જુદી જ ભાત પડતી આવે.

રસ્તા ઉપર, ભાર લઈ ને કયારેક મજૂરો મળે, તે સિવાય રસ્તો આખો સાફ સાફ હતો: અમારાં ટટ્ટુ ધીમે ધીમે થાકતાં જતાં હતાં, પણ હજી ફીકર ન હતી. એમ કરતાં કરતાં, અમે રસ્તા ઉપર કોઈ ભુતિયાના ઘર પાસે 'ચા ઘર' જાણીને થોભ્યા: એ ચા ઘર જ હતું. પણ 'નેપાલીરાણી'થી જુદી જ ઢબની રચના આંહીં નિહાળી.

એક તરફથી ડુંગર નીચો થતાં થતાં મેદાન બને, એવા મેદાનમાં ચા ઘર, મકાઈનું ખેતર, ને તેનું રહેવાનું ઘર ત્રણે વસ્યાં હતાં, બીજું એકે ઘર ત્યાં હતું નહિ; તેમ ત્રણ ચાર માઈલ સુધી

રહ્યો હતોઃ એવી જ પરનાળમાં પીવાનાં પાણી પણ ચાલ્યાં જતાં હતાં, ફળીમાં લાકડાનાં ઠુંઠાં ખોસીને, આરામ ખુરશીઓ બનાવી દીધી હતીઃ રહેવાના ઘરની બધી જ સમૃદ્ધિ-રસી, ખીંતી ને ખીલી સીખે-ભુતિયા ડોશીએ જંગલની પેદાશમાંથી જ મેળવી લીધેલી હતીઃ રહેવાના ઘરના ઉપલા માળ પર જવા માટે નિસરણી તરીકે એક લાકડામાં ખાડા પાડીને એને ગોઠવી દીધેલું તે જ, કોઇ જગ્યાએ, ગમે તેટલી નજર કરો પણ એક પાઈની ય બહારની ચીજ જ મળે નહિ! ખીલી, ચૂંક, ખીંતી, ખીલો—ક્યાંય લોઢાનું નામ જ નહિ. કરચલી પડેલું, અમને પરદેશીઓને જોઈને આશ્ચર્યચકિત થયેલું, એ વૃદ્ધ, ભુતિયા ડોશીનું ભલું મોં હજી બરાબર યાદ છે.

ડોશીના 'ચા ઘર'માં જઇને બેઠા. પણ આ ચા-ઘર કેવું વિચિત્ર! એમાં દૂધ કે ચા કાંઇ મળે નહિ! અરધો શેર ખાંડ, પાંચ સાત ધોળાં નાનાં રીંગણાં, ને એક બે જામફળ! —ડોશીની દુકાનમાં બધો થઇને ખાવા જેવો આટલો જ માલ હતો. અમે તેની પાસેથી બધું લઈને પહેલાં તો ખાંડનું પાણી બનાવ્યું!—સાતહજાર ફીટની ઊંચાઈનો, હરઘડીએ વાદળામાં જ

ફળદ્રુપ જમીનમાં પાણી રેડતા રેડતા, હરનિશ વહ્યા જ કરે.

ડોશીને ઘેરથી ઉપડી ખેતર વીંધતા, અપાટાબંધ આગળ વધવા લાગ્યા.

એક જગ્યાએ, તિશા આવતાં પહેલાં રસ્તો ફંટાયો ત્યાંથી ટૂંકે રસ્તે, પેલા બે ભુતિયા મજૂર, અમારી પહેલાં ડાક બંગલે પહોંચે માટે રવાના થઈ ગયા. આ પ્રમાણે પેલી ભાખરીઓની હાજરી છે એટલું આશ્વાસન પણ ચાલ્યુ ગયું. હવે તો તિશા પહોંચ્યે જ છૂટકો થાય, એવો દૃઢ નિશ્ચય થઇ ગયો.

બન્ને તરફ શાલનાં ગગન ચુંબી વૃક્ષો આવી રહ્યાં છે, ઘાડું જંગલ જામી ગયું છે, ને લાંબી નજર પહોંચે ત્યાં સુધી દૂરદૂરનો સીધો માર્ગ દેખાય એવા, એક અદ્ભુત રસ્તા પર ચાલવાનું આવ્યું. આવો સુંદર, સીધો સોટા જેવો, ગગનચુંબી વૃક્ષોથી આચ્છાદિત બનેલો માર્ગ જોઈને અમને સૌને તો નવું જીવન જ આવ્યું હોય તેમ લાગ્યું.

રંગીત હવે અદૃશ્ય બની ગઈ હતી પણ લગભગ બે ત્રણ માઈલના આ માર્ગે તો અમને કાશ્મીરનું, સીનેમા કાર્ડમાં જોયેલું, દૃશ્ય તાજું કરાવી દીધું. સી . . . ધો સી . . . ધો માર્ગ ચાલ્યો

જ આવે, આગળ કે પાછળ જૂઓ તો જાણે એક લીટીમાં ચોપદારની માફક ઝાડ ઉભાં છે એ રસ્તા પર ચાલતાં થાક તો જાણે ઉડી જ ગયો.

રંગીત—તિષ્ટાનો સંગમ આવા સીધા રસ્તાથી થોડે દૂર છે. અને અજાણ્યો મુસાફર હોય તો એ સંગમ જોયા વિના, છેક તિષ્ટા નદી પરના તિષ્ટા ગામે જઈને જ ઉભા રહે. પણ અમારા ઘોડાવાળામાં એક ભોમીઓ હતો, તેણે માર્ગ બતાવ્યો. માર્ગ તો ન હતો, એટલે વીંછીના જેવા ચટકા ભરનાર, કેટલાક છોડવામાં થઈને રસ્તો કરવો પડયો. આ છોડવાનાં પાન અડકે તો ખજવાળ આવીને ઢીંમણાં ઉઠે છે. આપણે ત્યાં 'ભોં ખાજવણી' કહે છે તેનાં પાન જમીનથી થોડાં ઉંચાં થાય છે, જ્યારે આ છોડ તો અઘેડાના છોડ જેટલા ઊંચા થાય છે પણ તેની પેઠે ચોટતા નથી.

ચાલો, એમાંથી રસ્તો કાપતાં અંતે રંગીત તો દેખાણી. દૂર જતાં, એનો વિશાળ, ભૂખરા ગોળ પથરા ને રેતીથી ઢંકાયેલો, સુંદર તટ દેખાયો. ને સામે જ, છૂપી ખીણમાંથી, પણ ધોધમાર વેગથી આવતી, તિષ્ટા નદી પણ જોઈ. જ્યાં આ બન્ને નદીઓ મળે છે ત્યાં સામસામાં પાણી એટલા વેગથી આવે છે, કે એકબીજામાં મળી ન જતાં,

પોતપોતાનું જુદું ને સ્પષ્ટ રૂપ જાળવીને જ થોડે સુધી વહ્યા કરે છે. રંગીત વેગથી આવે છે, ને સામેથી, તિષ્ઠા પણ એટલા વેગથી જ ધસતી આવે છે. રંગીતનું ચોખ્ખું, કાંઈક લીલાશ પડતું ભૂરૂં પાણી, અને તિષ્ઠાનું ઠંડું, જરાક મેલું, સમુદ્રજલ જેવું નીલવર્ણું પાણી. બન્નેના જુદા જુદા વહેતા પ્રવાહ દૂર સુધી સ્પષ્ટ દેખાય છે. અને વચ્ચે જાણે કે બન્ને પાણીથી થયેલી નાનીસરખી પાળ ચાલી આવે છે. થોડે સુધી જઈને, પાણીમાં હાથ બોળો તો પણ એકનું પાણી ઠંડું ને બીજીનું સહેજ ગરમ, પાસે પાસે જ વહેતાં માલુમ પડે. પૂર્વ તથા પશ્ચિમની સંસ્કૃતિની પેઠે, એક બીજાને ભેટ્યા છતાં, તેમનું અભિન્નરૂપ તો દૂર જ જઈને થાય છે. સામેના પહાડ પર સીકીમ જવાનો માર્ગ દેખાય છેઃ નદીના વિશાળ પટમાં પથરાયેલી સુંદર મોહક રેત, બિછાનાની ગરજ સારે છેઃ ત્યાં બેસીને બન્ને નદીના પ્રવાહ જોયા જ કરવા, જોયા જ કરવા, એમાં પણ અજબ આનંદ છે.

અમે બધા ત્યાં બેસીને આ આશ્ચર્યકારક દેખાવ જોઈ રહ્યા. નજર પહોંચે ત્યાં સુધી, મળેલાં છતાં છૂટાં છૂટાં બન્ને પાણી સ્પષ્ટ જોઈ શકાય છેઃ ને દૂર જઈને એકરૂપ થઈ પ્રવાહ આગળ વધ્યે જાય છે.

માટે વારંવાર ફરીફરીને એ નિહાળતા પાછા મુખ્ય રસ્તા પર વળ્યા. ગંગા જમનાનાં કાળાંધોળાં કાલિદાસે રઘુવંશમાં વર્ણવેલાં પાણીના અજબ સૌન્દર્ય જેવી આ સૌન્દર્યસૃષ્ટિ મૂકતાં, દરેકે દરેકના અંતઃકરણમાં ક્ષોભ થતો લાગ્યો: પણ સાંજ પહેલાં સ્વસ્થાને પહોંચવું જ જોઈએ એટલે પાછા ફરતા જોતા, વળી જોતા, એમ અમે સૌ ધીમે ધીમે ચાલ્યા. એ ને એ રસ્તે તિક્ષા ગામ પહોંચ્યા. અમે તિક્ષામાં નહાવા ધારેલું ને પછી ડાકબંગલે જઈ નાસ્તાપાણીનો બંદોબસ્ત કરવા ધારેલો: પણ જ્યાં ગામમાં જઈને ઉભા રહ્યા ત્યાં અમારી આગળ પાછળ ઊભેલાં સ્ત્રી પુરુષ ને છોકરાં જેટલાં જોયાં તેટલાં બધાં મલેરિયાવાળાં !–કોઈ તંદુરસ્ત જ મળે નહિં. તિક્ષાનું પાણી ભારે છે, ને તેમાં એક દિવસ નહાનારા પણ મલેરિયા પકડીને આવ્યા છે, એમ અમે વાંચેલું ને આ પ્રત્યક્ષ દેખાવ જોયો, એટલે તો તિક્ષા પરનો પૂલ જોવા પૂરતા ગામમાં રોકાઈ પાછા ફર્યા. પણ હવે ગામ આવ્યુ હતું, ભૂખનો પંજો પડયો હતો એટલે કેળાં, મમરા, કળી જે મળ્યું તે લઈને મૂઠી મૂઠી વહેંચીને ખાવા લાગ્યા ! હવે અમારે લગભગ ત્રણ માઈલ જવાનું હતું. એક ઘોડાવાળો ભૂખ્યો થયેલો તેણે અમારા



તિષ્ટાનો પ્રવાહ

લગભગ પાંચ થવા આવ્યા હતા. એટલે આ સુંદર દૃશ્ય પડતું મૂકીને ઉઠયા છતાં આંહીં ફરી જીંદગીમાં કોણ જાણે કયારે આવવાનું થાય,

માટે વારંવાર ફરીફરીને એ નિહાળતા પાછા મુખ્ય રસ્તા પર વળ્યા. ગંગા જમનાનાં કાળાંધોળાં કાલિદાસે રઘુવંશમાં વર્ણવેલાં પાણીના અજબ સૌન્દર્ય જેવી આ સૌન્દર્યસૃષ્ટિ મૂકતાં, દરેકે દરેકના અંતઃકરણમાં ક્ષોભ થતો લાગ્યોઃ પણ સાંજ પહેલાં સ્વસ્થાને પહોંચવું જ જોઈએ એટલે પાછા ફરતા જોતા, વળી જોતા, એમ અમે સૌ ધીમે ધીમે ચાલ્યા. એ ને એ રસ્તે તિક્ષા ગામ પહોંચ્યા. અમે તિક્ષામાં નહાવા ધારેલું ને પછી ડાકબંગલે જઈ નાસ્તાપાણીનો બંદોબસ્ત કરવા ધારેલોઃ પણ જ્યાં ગામમાં જઈને ઉભા રહ્યા ત્યાં અમારી આગળ પાછળ ઊભેલાં સ્ત્રી પુરુષ ને છોકરાં જેટલાં જોયાં તેટલાં બધાં મલેરિયાવાળાં !–કોઈ તંદુરસ્ત જ મળે નહિ. તિક્ષાનું પાણી ભારે છે, ને તેમાં એક દિવસ નહાનારા પણ મલેરિયા પકડીને આવ્યા છે, એમ અમે વાંચેલું ને આ પ્રત્યક્ષ દેખાવ જોયો, એટલે તો તિક્ષા પરનો પૂલ જોવા પૂરતા ગામમાં રોકાઈ પાછા ફર્યા. પણ હવે ગામ આવ્યું હતું, ભૂખનો પંજો પડ્યો હતો એટલે કેળાં, મમરા, કળી જે મળ્યું તે લઈને મૂઠી મૂઠી વહેંચીને ખાવા લાગ્યા ! હવે અમારે લગભગ ત્રણ માઈલ જવાનું હતું. એક ઘોડાવાળો ભૂખ્યો થયેલો તેણે અમારા

એક સાથીને બરાબર દાદ આપેલી નહિ, એટલે કેપ્ટને રૂદ્રસ્વરૂપ ધારણ કરી એને એવો ધમકાવ્યો કે એ સીધો જ થઈ ગયો. પણ એમાં અરધી કલાક નીકળી ગઈ. સંધ્યા પડવા લાગી. એક બે મિત્રો એકદમ ઘોડા ઉપર બેસીને ઉપડ્યા કે જેથી પેશોકના ડાકબંગલે પહોંચી, બીજા પાછળથી આવનારા માટે ચા પાણી તૈયાર રાખે. રસ્તામાં એક જગ્યાએથી સૂર્યાસ્તનો દેખાવ–સોને મઢેલાં હિમશિખરો ઉપર–એટલો સુંદર બન્યો હતો કે ત્યાં પણ પા કલાક રોકાઈ ગયા. એમ કરતાં, ઠીક ઠીક અંધારું થયે, પેશોકના ડાકબંગલે તો પહોંચ્યા. પણ ત્યાં બન્નેમાંથી એકે મજૂર મળે નહિ. ડાકબંગલાવાળાએ દૂધ લઈ રાખ્યું હતું એટલે ચા ટેબલ ઉપર ગોઠવાઈને, બરાબર બાદશાહી ઠાઠે ચા તો પીવા માંડ્યા, પણ મજૂર બન્ને ગેબ હતા એટલે એમના વિના ખીચડી શાક તૈયાર કરવાનું કે ભાખરી ખાવાનું મળે એ અશક્ય હતું.

એક ભાઈ મજૂરના આવવાના રસ્તા પર રાહ જોતા ઊભા. બીજા સૌ, આજની વાતો ચલાવે છે, ત્યાં એમ પણ સમાચાર મળ્યા કે રસ્તામાં જરા જાનવરનો ભય પણ ખરો ! શ્રીકૃષ્ણનું નરસિંહમહેતાએ હાર માટે ધર્યું હશે એવું ધ્યાન અમે બન્ને મજુર

માટે ધરીએ છીએ એટલામા કપાળેથી પગ સૂધી પરસેવે રેબઝેબ નાહી રહેલા, ને ભૂલા પડવાથી મોડા પડ્યાની વાત કરતા, બન્ને ભૂતિયા આવી પહોચ્યા એમણે ભાર ઉતાર્યો અમે વ્યવસ્થા કરવામા ગૂથાયા ને તે બન્ને ઓશરીમા બેઠા પરતુ બેસતાની સાથે જ બન્ને લોટી ગયા એમને એવો થાક લાગેલો કે જ્યા બેઠા ત્યાથી એક ડગલુ પણ આગળ ખસ્યા વિના સૂઈ જ ગયા.

ભાઇ બાબુરાવે કચ્છ વાળ્યો ને ખીચડી તૈયાર કરવા મડ્યા બટાટા ડુગળી વગેરે શાક સમારવા ડૉ હરિપ્રસાદ, દાદાસાહેબ માવલકર, શ્રી રવિશકર રાવળ, ભાઇ ચૈતન્યપ્રસાદ, સૌ બેસી ગયા ને લગભગ રાતના નવ–દસ વાગે અમે જમવા બેઠા

પણ આખી જીદગીમા એવી ખીચડી ને એવુ શાક–આટલા રસથી ખાધાનુ સાભરતુ નથી પેશોકનો ડાકબગલો, એ 'સ્વાદ' માટે જ હમેશા યાદ રહેશે અમે પણ ભૂખ્યા બરાબર થયેલા એટલે પદરને બદલે ત્રીસનુ જ રાધી નાખેલુ. પછી તો ભાઈ, તે દિવસે તો, જાત પર જ જાવાનુ મન થઇ આવ્યુ ! ડૉક્ટરની તો એક માન્યતા જ છે કે જેટલુ ખવાય એટલુ નકામા. એટલે એ તો પાછી પાની

કરવાના હતા જ નહિ. પણ આ સેવકનું શરીર પણ તે દિવસે તો એ 'સ્વાદ' માટે હદ વટાવી ગયેલું ને આખા કાફલાને આ રસભરી મિજબાની માટે તો એવો મોહ થયો કે ટેબલ ઉપરથી ઉઠવાની વાત આવતાં, જરા જરા ફરી ફરી લેવાતું જ રહ્યું!

અન્નમાં પ્રાણ છે, રસ છે, ને સ્વાદ છે એનું ભાન, ઘડિયાળની માફક અગિયાર વાગે ખાવા બેસનારને ભાગ્યે જ થાય છેઃ પણ અન્નમાં–અને તે ખીચડી શાકમાં આટલો સ્વાદ છે એ સ્પષ્ટ ભાન તે દિવસે જ થયુઃ પેશોકના બંગલાની એ મિજબાની, સ્મૃતિમાં અમર થઈ ગઈ છેઃ પછી મોડે સુધી વાતો કરતા કરતા અમે સૌ સૂવા ગયા. તે દિવસની 'રસની ચટકી' કાંઈ એવી જ બની ગઈ છે કે હમેશાં યાદ આવ્યા જ કરશે. ઊંઘ પણ એટલી જ મીઠી.

સવારે જાગ્યા ને પરવારી પછી ટેબલ પર, કાલ વાળી, તૃષાતુર હૃદયે રાહ જોયેલી ભાખરીને ન્યાય આપવા લાગ્યા. પણ કાલે સાચવેલી માટે આજે બમણા વેગથી એ અદૃશ્ય થવા લાગી. ઝપાટો તો હમેશના નિયમ પ્રમાણે હતો. છતાં કોઈ એ વાત પર ભિન્ન મત દર્શાવે તેમ પણ લાગતું ન હતું.

બીજે દિવસે દાર્જીલિંગ તરફ ઉપડયા. એમાં પણ આખે રસ્તે પાછે એ નો એ આનંદ. છતાં એક

વાત ખાસ નોંધવી જોઈએ. આખરે ટટ્ટુ તો ટટ્ટુ જ. પણ ભાઈ રાવળનું ટટ્ટુ એવું કે ત્રણ ડગલાં ચાલીને સૃષ્ટિસૌન્દર્ય જોવા થોભી જાય!—અને ક્યારેક તો એ જોવામાં એવું તલ્લીન થઈ જાય કે હવે એ સમાધિસ્થ યોગી 'ઉત્તિષ્ઠ જાગ્રત' નહિ જ બને કે શું એમ લાગે.

એમ કરતાં કરતાં દાર્જીલિંગ તો આવ્યું ને ત્યારે ઘડિયાળમાં ચાર થયા હશે. પુનઃપુનઃ કહેવા છતાં એટલો જ રસ જાળવતા પ્રવાસની આ વાતો સૌને કહેવા લાગ્યા. વરસાદને લઈ ને અમે ફરી ત્યાં જઈ શક્યા નહિ. એટલે કલ્પનામાં વધારે પ્રિય બનેલો આ પ્રવાસ જ્યારે સંભારીશું ત્યારે પરમ પ્રિયમિત્રની માફક એક પ્રકારનો અનેરો આનંદ આપ્યા જ કરશે. બીજે દિવસે અમે દાર્જીલિંગ લગભગ ચાર વાગે પહોંચ્યા. એ જોતાં આ છત્રીસ કલાકની મુસાફરી થઈ. પણ એટલા કલાકમાં તો રૂમદુમનું સુંદર દશ્ય, તિષ્ઠા-રંગીત સંગમનો અદ્દભુત દેખાવ, પેલો બે ત્રણ માઈલનો સીધો લાંબો વનરાજિનો રસ્તો, પેશોક પરથી જોયેલો સૂર્યાસ્ત, ને છેલ્લે છેલ્લે બંગલામાં ઉડાવેલી મિજબાની—બધાં જ ફરી ફરી યાદ આવે ને આનંદ આપે એવાં ચિરસ્થાયી સંસ્મરણો બની ગયાં. જીવનમાં આ પ્રસંગને એકલો સંભારીએ

કરવાના હતા જ નહિ. પણ આ સેવકનું શરીર પણ તે દિવસે તો એ 'સ્વાદ' માટે હદ વટાવી ગયેલું ને આખા કાફલાને આ રસભરી મિજબાની માટે તો એવો મોહ થયો કે ટેબલ ઉપરથી ઉઠવાની વાત આવતાં, જરા જરા ફરી ફરી લેવાતું જ રહ્યું!

અન્નમાં પ્રાણ છે, રસ છે, ને સ્વાદ છે એનું ભાન, ઘડિયાળની માફક અગિયાર વાગે ખાવા બેસનારને ભાગ્યે જ થાય છેઃ પણ અન્નમાં–અને તે ખીચડી શાકમાં આટલો સ્વાદ છે એ સ્પષ્ટ ભાન તે દિવસે જ થયુઃ પેશોકના બંગલાની એ મિજબાની, સ્મૃતિમાં અમર થઇ ગઈ છેઃ પછી મોડે સુધી વાતો કરતા કરતા અમે સૌ સૂવા ગયા. તે દિવસની 'રસની ચટકી' કાંઈ એવી જ બની ગઈ છે કે હમેશાં યાદ આવ્યા જ કરશે. ઊંઘ પણ એટલી જ મીઠી.

સવારે જાગ્યા ને પરવારી પછી ટેબલ પર, કાલ વાળી, તૃષાતુર હૃદયે રાહ જોયેલી ભાખરીને ન્યાય આપવા લાગ્યા. પણ કાલે સાચવેલી માટે આજે બમણા વેગથી એ અદૃશ્ય થવા લાગી. ઝપાટો તો હમેશના નિયમ પ્રમાણે હતો. છતાં કોઇ એ વાત પર ભિન્ન મત દર્શાવે તેમ પણ લાગતું ન હતું.

બીજે દિવસે દાર્જીલિંગ તરફ ઉપડયા. એમાં પણ આખે રસ્તે પાછે એ નો એ આનંદ. છતાં એક

વાત ખાસ નોંધવી જોઇએ. આખરે ટટ્ટુ તો ટટ્ટુ જ. પણ ભાઈ રાવળનું ટટ્ટુ એવું કે ત્રણ ડગલાં ચાલીને સૃષ્ટિસૌન્દર્ય જોવા થોભી જાય!–અને ક્યારેક તો એ જોવામાં એવું તલ્લીન થઈ જાય કે હવે એ સમાધિસ્થ યોગી 'ઉત્તિષ્ઠ જાગ્રત' નહિ જ બને કે શું એમ લાગે.

એમ કરતાં કરતાં દાર્જીલિંગ તો આવ્યું ને ત્યારે ઘડિયાળમાં ચાર થયા હશે. પુનઃપુનઃ કહેવા છતાં એટલો જ રસ જાળવતા પ્રવાસની આ વાર્તા સૌને કહેવા લાગ્યા. વરસાદને લઈને અમે ફરી ત્યાં જઇ શક્યા નહિ. એટલે કલ્પનામાં વધારે પ્રિય બનેલો આ પ્રવાસ જ્યારે સંભારીશું ત્યારે પરમ પ્રિયમિત્રની માફક એક પ્રકારનો અનેરો આનંદ આપ્યા જ કરશે. બીજે દિવસે અમે દાર્જીલિંગ લગભગ ચાર વાગે પહોંચ્યા. એ જોતાં આ છત્રીસ કલાકની મુસાફરી થઇ. પણ એટલા કલાકમાં તો રૂમફુમનું સુંદર દૃશ્ય, તિષ્ઠા-રંગીત સંગમનો અદ્‌ભુત દેખાવ, પેલો બે ત્રણ માઇલનો સીધો લાંબો વનરાજિનો રસ્તો, પેશોક પરથી જોયેલો સૂર્યાસ્ત, ને છેલ્લે છેલ્લે બંગલામાં ઉડાવેલી મિજબાની—બધાં જ ફરી ફરી યાદ આવે ને આનંદ આપે એવાં ચિરસ્થાયી સંસ્મરણો બની ગયાં. જીવનમાં આ પ્રસંગને એકલો સંભારીએ

છીએ ત્યારે એ બધા દૃશ્યો પાછા ફરી બનતા હોય તેમ નજર સમક્ષ તરવરે છે ને વેદનામિશ્રિત મીઠો આનંદ આપે છે કદાચ જીવનની જે મીઠાશ સ્વપ્નમાં છે તે સિદ્ધિમાં નથી, એવું દર્શાવવા માટે આ સ્વજનો જેવા ભૂતકાળના દિવસોનો સ્મરણપથ, વારવાર યાદ આવતો હોય—એમ તો નહિ હોય?

સીતા નાટક શિશિરકુમાર ભાદુરી

દાર્જીલિંગના સૂર્યોદય વિષે તો આગળ લખાઇ ગયું છે. એટલે કલકત્તાની મુસાફરી—અને ભુવનેશ્વર વિષે કહેતા પહેલાં દાર્જીલિંગનિવાસ દરમ્યાન મળેલા એક બે પ્રસંગો—ને 'સીતા' નાટક વિષે થોડું કહેવાનું રહે છે

દાર્જીલિંગમાં હતા ત્યારે સ્વ રાખાલદાસ બેનરજીને જોવાનો પ્રસંગ મળ્યો. ઓરિસ્સાના એમણે લખેલા બે પુસ્તકોમાં, હાથમાં એક માટીનું વાસણ લઈને ઊભેલા એવા ફોટામાં જેમણે એમને જોયા હશે, તેમને એમની પ્રકૃતિનો કાંઈક ખ્યાલ તો આવ્યો હશે પણ એ પુરાતત્ત્વજ્ઞની વાતો સુંદરમાં સુંદર નવલિકાઓ કરતાં પણ વધારે સુંદર બની શકતી એમની પાસે બેસવું—ને એમને સાંભળવા—એ જાણે કે હજારો વર્ષના ધરતીના સોનેરી રજકણોની સ્વપ્નકથાઓ સાંભળવા જેવું બની રહેતું. એમના

ગુરુ જેવા પ્રોફે. જદુનાથ સરકાર, અને એમની વચ્ચે એક મહાન તફાવત જણાઈ આવતો. ગુરુ ઈતિહાસની તારીખ, હકીકત, માહિતી, નાનીમોટી ઉપકથાઓ—એના ભંડાર હતા. ઑકલેન્ડરોડ ઉપર આવેલા એમના નાના મકાન પાસે એકાદ કલાક ગાળીને, મુગલ જમાનાના ઔરંગઝેબના સમયના કેટલાક પત્રો નડિયાદના કોઈ દેસાઈ કુટુંબમાં છે—એવી એવી, ઐતિહાસિક માહિતીને લગતી ખૂણા ખાંચરાની હકીકતો મેળવી શકાતી. તો રાખાલદાસ બેનરજી પુરાતત્ત્વજ્ઞ છતાં—મુખ્યત્વે સોનેરી સ્વપ્નના કવિ હતા. ઘણું કરીને એમણે એકાદ નવલકથા લખી પણ છે. મોહેં-જો-ડેરો વિષે એમણે કહેલી એક રસિક વાર્તા-હકીકતની કાંઈક અપૂર્ણતા સાથે-હજી પણ સાંભરે છે. તે વખતે મોહેં-જો-ડેરોનું કામ ચાલતું ને સ્વ. બેનરજી ત્યાં કામ કરી રહ્યા હતા. 'એક વખત એવું બન્યું કે'-એમણે કહ્યું-'ખોદકામ કરતાં કરતાં એક અત્યંત સુંદર કુમારિકાનું-સમી-શબ સાંગોપાંગ રેખાએ રેખામાં સચવાયલું—જે મધુરસ્મિત સાથે એ મૃત્યુ પામી હશે એ જ મધુરસ્મિત જાળવી રહેલું—અમારી નજરે ચડ્યું'. એ લગભગ રાખની મૂર્તિ જેવો, પણ અંગે અંગમાં સપ્રમાણ લાવણ્ય-

ભર્યો દેહ—આઠદસ હજાર વરસ પહેલાંની એની રસિકતા સાથે, આજના માણસની સામે દેખાયો—અને એ લાવણ્યની રેખા સાચવી લેવા ‘ફોટાની ચાંપ’ દબાય છે—ત્યાં તો બહારની જરાક હવા લાગતાંની સાથે જ એ ભસ્મદેહની આકૃતિ ભાંગી ગઈ ને રેખાઓ છિન્નભિન્ન થઈ ગઈ! એક અત્યંત સુંદર માનવદેહ આજના જમાનાની સૌન્દર્ય દૃષ્ટિનું પરિવર્તન કરી નાખે તેવો, એ રીતે પાછો ધૂળમાં મળી ગયો!’

દાર્જીલિંગમાં ‘ડીંગલ’ની પાસે જ રાજકોટ નરેશ સ્વ. લાખાજીરાજ થોડો વખત રહેલા, ત્યારે તેમણે શ્રી. રવિશંકર રાવળને અને મને ‘ચા પાર્ટી’ ઉપર બોલાવી પોતાની સૌ સાથે ભળવાની પ્રકૃતિનો પરિચય આપ્યો હતો. લાખાજીરાજનો સ્વભાવ મીલનસાર અને રાજઅહંકાર વિનાનો હતો એટલું તો એટલા ટૂંકા પરિચયમાંથી પણ જાણી શકાયું.

રાજકોટ વિષે બીજા લોકો ખરેખર શું ધારે છે એ જાણવાની સાચી જિજ્ઞાસા પણ એમનામાં દેખાઈ. પહેલાં તો અમે—મેં અને શ્રી. રાવળે—એમને મળવા માટે ચિઠ્ઠી લખી ત્યારે ના આવી. અમને ચિઠ્ઠી લખવા માટે પસ્તાવો થયો. પણ

બીજે દિવસે એમણે માણસ મોકલી માફી માગી —ને કાલે અસ્વસ્થ તબિયતને અંગે જ એમ લખાઈ ગયું હતું એવો ખુલાસો કરી, આગ્રહપૂર્વક આમંત્રણ સ્વીકારવા લખ્યું હતું. આ લાખાજીરાજ !

દાર્જીલિંગના સૂર્યોદય જેવું એક બીજું સુખદ સંસ્મરણ શિશિરકુમાર ભાદુરીના 'સીતા' નાટકનું છે. અમે જ્યારે તારીખ વીસમી મે ૧૯૨૯ ને દિવસે *નાટકઘરમાં પહોંચ્યા ત્યારે ત્યાં બહારના મેદાનમાં નાટકનું વાતાવરણ તૈયાર થતું હોય તેમ મધુરસ્વરવાળી બંસી ને શરણાઈ વાગી રહી હતી. પણ મગફળીનાં પડીકાં વેચતી લટકાળી ચીના ને ભુતિયા સ્ત્રીઓથી ઘેરાયલી એ સાંકડીશેરીમાં અને 'કૉફીહાઉસ' જેવી જણાતી

* થીએટરને માટે આ શબ્દ 'નાટકઘર' ચાલી શકે તેવો છે. ઉત્તરહિંદમા એ પ્રમાણે 'વીજળીઘર' પાણીઘર Water Works માટે, ચા-ઘર Hotelને માટે, ડાકઘર Post office માટે—એમ ઘણા શબ્દો બનેલા છે. શરીરને આપણે રોગનું ઘર કહીએ છીએ એટલે એ પ્રમાણે આ પ્રયોગો આપણે ત્યા ભળી શકે તેવા છે સીનેમા-માટે છબીઘર છે. એ પ્રમાણે યોગ્ય શબ્દોનો ઉપયોગ કરી શકાય

* શ્રી. રતિલાલ ત્રિવેદીએ એમના 'પ્રવાસનાં સંસ્મરણો'મા આ નાટક વિષે સરસ રીતે લખ્યું છે. ને તેમના ચિત્ત ઉપર થયેલી અસર વર્ણવી છે.

પણ સાધારણ રીતે દારૂની દુકાન જેવાના પડોશમાં, દેખાવહીણું ને ઢંગવિનાનું એ નાટકઘર, એ દિવસે અમને એક સુંદર નાટક, એક આજન્મ અભિનયકાર, અને એક મધુર રમણીની કલાછટાનું દર્શન કરાવશે એવો અમને ખ્યાલ પણ ન હતો.

સંભવિત છે ઇંગ્લંડની સર્વોત્તમ ગણાતી રંગભૂમિ ' સેંટ જેમ્સીઝ ' પર જેમણે સર જીરાલ્ડ ડુ મોરીયરનો અભિનય જોયો હોય-તેમને ભાદુરીની કલા ઘણી ઝાંખી લાગેઃ પણ હિંદમાં તો જે ત્રણ ચાર પ્રખ્યાત નટો ગણાય-તેમાં ભાદુરીનું સ્થાન ઘણું ઉંચું કહી શકાય. કહેવાય છે કે ઇંગ્લંડમાં S.O.S. નામે નાટક બે વર્ષ સુધી લાગલાગટ ચાલેલું. ભાદુરીનું સીતા-કલકત્તામાં એક આખું વર્ષ ચાલ્યાનું સાંભળ્યું હતું.

આ નાટક ભવભૂતિના ઉત્તરરામચરિત ઉપરથી લખાયલું છે. શરુઆત તો ઉત્તરરામની જ છે. બંગાલી રંગભૂમિ ઉપર સ્ત્રીઓ ઉતરે છે-રામચંદ્રનો પાઠ ભાદુરી પોતે ભજવતા હતા, જ્યારે સીતાનો પાઠ મીસ પ્રભા નામે એક નટી ભજવતી હતી. જે વખતે ભાદુરીએ સીતા વિનાના રાજમહેલમાં-એક અરધો કલાક સુધી-એક પણ ગીત બોલ્યા વિના, એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના, એક પણ

નિસાસો નાખ્યા વિના, માત્ર મોં ઉપરના, પળે પળે પલટાતા ભાવદર્શનથી સીતાનાં સંસ્મરણોની મનોવેદનાને, એવી તો મૌનની સ્પષ્ટ-વાણીની જેમ વ્યક્ત કરી કે, તે વખતે એક કાંકરી પડે તો સંભળાય, એટલી શાંત રીતે, ને પોતપોતાના હૃદયની મનોવ્યથા વડે વ્યથિત બનીને, પ્રેક્ષકો—હરકોઇ કોટીના પ્રેક્ષકો—'પીટકલાસ'થી માંડીને ઉત્તમ ધારણશક્તિ ધરાવનારા સુધી સૌ—ચિત્રમાં કંડાર્યો હોય એવા બનીને એ જોઈ રહ્યા હતા ! અને એ અદ્‌ભુત કથાનાયકની વ્યથા સહન નહિ થવાથી, આંખમાંથી આંસુને છાનાં વહેવા દેતા હતા. એને લૂછવા માટે હાથ ઉંચો કરવાની પણ ઈચ્છા કોઈનામાં રહી ન હતી. સઘળા આ 'અનાદિ અનન્ત કથા'ના રસમાં કાલ ને સ્થળ સઘળું ભૂલી ગયા હતા. 'કથા કઓ કથા કઓ, અનાદિ અનન્ત' એ સૂરાવલિ સાથે નાટકનો પડદો ઉઘડે છે ત્યારથી જ પ્રેક્ષકના ચિત્તનો તો આ નટ કબજો મેળવી લે છે: ને પ્રેક્ષકની એ પરવશતા પછી વધતી જ જાય છે.

પ્રજાનુરંજન—અને સીતા—એ શબ્દો વચ્ચે, –માત્ર એ બે શબ્દો વચ્ચે તો, નાટકકાર લેખક અને અભિનયકાર ભાદુરી અર્થોનો એક મહાન સમુદ્ર ખડો કરી દે છે. જે વખતે સીતા વન પ્રતિ ચાલી

નીકળે છે—અને પાછળ રહેલા એકલા રામ પોતાની મનોવ્યથા વ્યકત કરવા માટે સી. . .તા શી. . .તા . . . . શી. . .તા—એમ એને સાદ આપે છે–એ ત્રણ શબ્દો, માત્ર એ ત્રણ શબ્દો જ, ભાદુરી સિવાય બીજું કોઈ એવી રીતે બોલી શકે નહિ. આ નાટક કલકત્તામાં ફરીને જોયું, ત્યારે તો એમ પણ સાંભળ્યું, કે આ ત્રણ શબ્દો સાંભળવા માટે જ અનેકો આવતા —અને ખરેખર જાણે ભાદુરીના અવાજમાં, શબ્દો-ચ્ચારમાં, અભિનયમાં, મુખરેખામાં, અને છેવટે નયનમાં, એ વખતે વ્યથા પોતે એવી તો મૂર્તિમંત બનીને બેસી જાય છે–કે લેપચા, ભુતિયા, નેપાળી, બંગાળી, સુધરેલા, ભણેલા, વણભણેલા—એક મહાન વર્ગલોપની ભૂમિકા ઉપર ઊભા હોય તેમ, આ શબ્દો સાંભળીને રડી પડે છે—પડતો પડે છે ને પ્રકાશ થાય છે ત્યારે આખી મેદની આંસુથી ખરડાયલાં મોં સાથે દૃષ્ટિગોચર થાય છે ! એ વખતે રંગભૂમિની બહાર ઘણું કરીને ટાગોરની પેલી પ્રખ્યાત ટૂંક-–' કોથાય આલો, કોથાય આલો—આકાશ ભુવન કાલોય કાલો–' નો હૃદયભેદક વિલાપી સ્વર બંસીમાં બાજી રહ્યો હોય છે.

શેકસપિયર અમુક પ્રસંગે અમુક શબ્દ કયા અર્થમાં વાપરવા માગે છે, એ જાણવા માટે, ઇંગ્લાંડના

પ્રખ્યાત વિવેચકો, તે નાટકના સર્વોત્તમ નટને જોવા જાય છે, ને તેના શબ્દોચ્ચારની શૈલી ને ઢબ ઉપરથી, કાંઇક નવો અર્થ મેળવે છે-કારણ કે શબ્દની બ્રહ્મ રૂપે ઉપાસના કરનારે તો તેની સઘળી શક્તિનો ને તેનાં સઘળાં જ આનુષંગી અંગોનો અભ્યાસ કરવાનો હોય છે. જે રીતે ભાદુરી-'સીતા' એ શબ્દ બોલે છે, એ શૈલીમાં જ એ શબ્દોચ્ચારની પદ્ધતિમાં જ કેટલાક નવા અર્થો મળે છે. આપણી પાસેથી કંઠ ને-કંઠની કેળવણી ધીમે ધીમે લુપ્ત થતાં જાય છે, તેમ તેમ શબ્દો કદાચ અર્થહીણા પણ થતા જાય છે.

નાટકના લેખક યોગેશચંદ્ર ચૌધરીએ શમ્બુક વધનો પ્રસંગ—ને છેલ્લે સીતા આવે છે એ પ્રસંગ —આધુનિકમાં આધુનિક પ્રશ્નને સ્પર્શે એવી કરામતથી મૂકેલા છે. રામચંદ્ર અશ્વમેધ યજ્ઞ કરે છે, ત્યારે ઉત્તરરામચરિતમાં સીતાની સોનાની મૂર્તિ રામ સાથે બિરાજે છે. આંહીં લેખકે એક સુંદર કલાત્મક ફેરફાર કર્યો છે. રામચંદ્ર કહે છે, મારા સિવાય, સીતાની માનસીમૂર્તિ કોના હૃદયમાં વસી હોય?—અને જેવી સીતાની મૂર્તિ વર્ષોનાં વર્ષો સુધી, પોતે હૃદયમાં સંઘરી છે એવી મૂર્તિ ઘડવા, પોતે જ એકાંતમાં બેસે છે. લક્ષ્મણ ને ભરત એ

વખતે દ્વારપાળ બન્યા છે. એટલામાં લવ પ્રવેશ કરે છે. એ ઉન્મત્ત દશામાં છે. ને પોતાની માતાને તજનાર ' રાઘવ ' ને શોધવા આવ્યો છે. એ બોલે છે: ' રા ઘ વ કયાં છે ? ' અને રામચંદ્રને આ શબ્દના ભણકારમાં સીતા આવ્યાં હોય એમ લાગે છે. સીતા એમને જે રીતે ' રાઘવ ' કહીને બોલાવતાં એ રીતના શબ્દોચ્ચારના સામ્યથી તે બહાર આવે છે. આ કોનો કંઠરવ ? એમ કહેતા.

પણ નાટકની ટોચ છેલ્લા પ્રસંગમાં છે. ત્યાં પ્રભા અને ભાદુરી–પોતાની સર્વોત્તમ કલા દર્શાવે છે. રાજદરબાર ભરાયો છે. સીતા આવે છે એ સમાચાર મળ્યા છે. હર ઘડીએ કોઇ ને કોઈ સંદેશ વાહક આવીને–સીતા તમસા નદી પાસે આવ્યાં, સરયૂ આવ્યાં, નગરપ્રવેશ કર્યો, રાજમહાલના ચોકમાં આવ્યાં–એમ સંદેશ આપી જાય છે. રામની, રાજસભાની, પ્રેક્ષકોની, સીતાને જોવાની ઉત્કંઠા વધતી જાય છે ને સીતા આવે છે.

પણ અગ્નિશુદ્ધિનો ભયંકર પ્રશ્ન ઉપસ્થિત થાય છે–ફરી ' પ્રજાનુરંજન–અને–સીતા ' એ કોયડો આવે છે—અને જે વખતે સીતાના વેષમાં મીસ પ્રભા–

ભૂતધાત્રિ ધરણી જનની,
સત્ય યદિ દુહિતા તોમાર,

એ બોલવાનુ શરુ કરે છે–તે વખતે એનામાં

કેવળ ભવભૂતિની સીતામાં શોભે એવી અદ્ભુત રમણીય મુખચ્છટા અને વિષાદ બન્ને સંક્રાન્ત થાય છે.

ભાદુરીનુ આ ' સીતા ' નાટક-અદ્ભુત ગણી શકાય અને એણે મૂકેલી અસર, સાહિત્યદૃષ્ટિએ ઉત્તરરામચરિતનો કરૂણરસ સમજવા માટે પણ, ઘણી જ ઉપયોગી થઈ પડી છે ભાદુરીને એ જ પ્રમાણે ' આલમગીર ' ના નાટકમાં ' આલમગીર ' ના વેષમાં જોવાનો પણ પ્રસંગ મળ્યો હતો એટલો જ અકૃત્રિમ ને ઐતિહાસિક. અવનીન્દ્રનાથ ટાગોરની પીછીમાંથી જે જાતનો જરાક વાંકો, દઢાગ્રહી, મીઠો ને કુનેહબાજ બાદશાહ રંગમાં સિદ્ધ થયો છે તે જ જાતનો ભાદુરીનો પાઠ હતો.

દાર્જીલિંગનાં અનેક મધુર સંસ્મરણોમાં-આ બન્ને-ભાદુરી અને મીસ પ્રભા-એમણે કરાવેલું કલાદર્શન પણ યાદ રહી ગયુ છે. અને ગૂજરાતની રંગભૂમિના પુનરુદ્ધારના સ્વપ્નમાં એ કલાદર્શન

---

* સીતા નાટક જોયા પછી શિશિરકુમાર ભાદુરી અને પ્રભાના અભિનય વિષે વિશેષ જાણવાના હેતુથી તેમને મળવાની તક લીધી હતી. એ વાતચિતમા ભાદુરીનુ આકર્ષક સ્મિત ને વેદના બન્ને જાણે હાજર હતા સીતાનો આટલો મોહક, મધુર ને સુંદર પાઠ ભજવનાર મીસ પ્રભા-સાધારણ જ ભણેલ છે એ સાભળ્યુ ત્યારે આશ્ચર્ય થયું, ભાદુરી પોતે તો એક વખત અંગ્રેજી સાહિત્યના પ્રોફેસર હતા.

એક આદર્શબિંદુ જેવું બનીને ઘણી વખત આશા અને નિરાશા બન્ને આપે છે.

સ્વ. રાખાલદાસ બેનરજીએ દાર્જીલિંગમાં જ ભુવનેશ્વર વિષે મોહિની લગાડેલી. એટલે દાર્જીલિંગથી કલકત્તા આવ્યા ત્યારથી જ એ જોવાનો નિશ્ચય થઈ ગયેલો. કલકત્તામાં મ્યુઝિયમ જોયુ, તેમાં એક સ્થળે 'કાર્ડસાઈઝ' કરતાં કાંઈક મોટું એવું પદ્મિનીનું એક ચિત્ર જોયુ.* એક ખૂણા ઉપર, સીડીએથી ચડતાં, એના ઉપર નજર પડી, અને ત્યાં જ ઊભા રહી ગયા. ચિત્તોડને આંગણે દુશ્મનોનું લશ્કર પડયું છે, ને ઘણું કરીને, કેસરિયાંની આગલી રાત્રે, રાણા ભીમસિંહની સાથે પદ્મિની ચિત્તોડગઢના કાંગરા ઉપર ચડીને, દૂર દૂરના શિબિરની લાલ આંખ જેવી તાપણીઓ નિહાળે છે. ઘેરો અંધકાર પશ્ચાદ્ ભૂમિકામાં વ્યાપી રહ્યો છે. ને બન્ને જોનારાંના હૃદયનું મંથન સૂચવે છે. પણ ચિત્તોડના કાંગરાના પથ્થર સમાન અણનમ વજ્જર જેવું હૃદય પદ્મિનીમાં છે–એ તો એની ઊભા રહેવાની છટા, મેં ઉપરની પેલી બે દૃઢનિશ્ચયી તેજસ્વી આંખો, અને એણે જે રીતે ક્ષિતિજમાં દૃષ્ટિ માંડી છે એ દૃષ્ટિ પોતે, એ સઘળાંમાંથી સ્પષ્ટ દેખાઈ

* ઘણું કરીને આ ચિત્ર નંદલાલ બોઝનું છે. બીજું એવું જ સુંદર ચિત્ર રાણી કમલાવતીનું પણ એ મ્યુઝીઅમમા છે.

આવે છે. કિલ્લાના પથ્થર પણ આ નિશ્ચય વડે વધારે બળવાન બન્યા હોય તેમ ઘેરા, કઠણ, બરાબર ઘનરૂપ દેખાય છે. એની જરાક જ પાછળ પણ લગભગ સાથે ભીમસિંહ ઊભેલ છે. પણ ચિત્રકારે પદ્મિનીને તો અણનમ વજ્રાંગનામાં શોભે એવી સીધી, મરોડદાર, તેજસ્વી નાસિકા આપી છેઃ અને એના કેશની એકાદ છુટ્ટી રખડતી લટથી માંડીને તેજસ્વી હાથે ધારણ કરેલો વસ્ત્રનો પાલવ, અને એમ ને એમ છેક એના પગની પાની સુધી નજર કરો—તો જાણે એ વિજળીની રેખા ઊભી હોય એવી દેખાય છેઃ એટલી દૃઢ, એટલી અણનમ, એટલી તેજસ્વી, એટલી મૃત્યુને જીતી ગયેલી. અને ચિત્રકારે—એના એક પગની પાનીને, મોજડીમાં જરાક અધર રાખીને તો, એ રમણીને નખશિખ—કેશકલાપથી માંડીને ચરણની રજ સુધી—પદ્મિની બનાવી દીધી છે. જાણે એ અધર રહેલી પાની બોલી રહી હોય—કે દુશ્મનો આટલા જ હોય કે પૃથ્વી આખી દુશ્મન હોય પણ એસઘળા જ મૃત્યુંજય પાસે તો મૂળના કણ પણ નથી. નંદલાલ બોઝની એ પદ્મિની ખરેખર એક અપૂર્વ સત્ય અને સૌન્દર્ય પ્રગટ રહી છેઃ અને પોતાની મૌનવાણીથી આખા પ્રદર્શનને વાચા આપી રહી છે.

* પદ્મિનીનું આ વર્ણન કેવળ ચિત્ત પર પડેલા સંસ્કારને આધારે છે, મૂળ ચિત્રવિધાનમાં વખતે થોડો ઘણો ફેરફાર હોય.

## ભુવનેશ્વર

ઓરિસ્સામાં બે સુંદર મંદિરો છે. એક કોનારક. બીજું ભુવનેશ્વર. ભુવનેશ્વરની અપ્રતિમ સુંદરતા વિષે સ્વ. રાખાલદાસ બેનરજીના મોંએ દાર્જીલિંગમાં ઘણું સાંભળ્યું હતું. એટલે કલકત્તાથી ત્યાં જવાની તક પકડી લીધી. પહેલાં થોડો સમય તો ઉતારાપાણીનો બંદોબસ્ત કરવામાં ગયો. એક ઠેકાણે ઉતારો કર્યો પણ ખરો. પરંતુ એટલામાં અમદાવાદથી સર ચીનુભાઈનું કુટુંબ આવ્યું છે એ સાંભળીને એ કુટુંબના ગોરનો એક નાનો છોકરો આવી પહોંચ્યો. અને તે છોકરાના વૃદ્ધ વડીલે, અત્યંત ચીવટથી જાળવી રાખેલો, એક જૂનો ચોપડો કાઢી, 'સંવત ૧૯૩૯ના પુરવી પોસ વદ ૭ શનીવાર તા. ૩૦ ડીસબર ૧૮૮૨' એ દિવસે જગન્નાથજીની જાત્રા કરતાં આંહીં આવેલા, ગુજરાતના મીલઉદ્યોગના પિતા, શેઠ રણછોડલાલ છોટાલાલની સહી બતાવી પોતાની સચ્ચાઈ પૂરવાર કરી બતાવી. વંશપરંપરા આ પ્રમાણે યાત્રાર્થે આવતાં કુટુમ્બો અને તેમની સઘળા પ્રકારની સગવડતા જાળવતા પંડ્યાઓ—એ આખી સંસ્થા, હોટેલવીશીને અંગે વિનાશ પામે એથી એકંદરે ફાયદો છે કે નુકશાન એ પ્રશ્ન પણ વિચારવા જેવો તો છે. શેઠ રણછોડલાલના પોતાના અક્ષર જોઈ, અને ચંદનત્રિપુંડ્રથી અંકિત પંડ્યાના છોકરાનું ગોર, શાંત, વદન જોઈ, એ વખતે

સૌને અરધીસદી પહેલાં શેઠ રણછોડલાલ સકુટુંબ જાત્રાએ આવ્યા હતા એની યાદીની મીઠાશ મળી ગઈ. અને પછી તો સઘળો બંદોબસ્ત ઝપાટાબંધ થઈ ગયો. ભુવનેશ્વરની આસપાસ તો અનેક મંદિરો છે. પણ તે સૌમાં લિંગરાજનું મંદિર વધારે મોટું છે. *રાજારાણીનું, મુક્તેશ્વર, અને બીજાં પણ અનેક નાનાં મોટાં મંદિરો છે. આ મંદિરો એક કાળનાં કે એક જ સમયનાં નથી. તેમ જ એક મદિરને લગતા સર્વ વિભાગો એક સમયે પૂરા થયા હોય એમે પણ નથી. એટલે એમના ખંડ ખંડમાં કેટલેક અંશે જુદી જુદી શૈલી જોવામાં આવે છે. માળવા અને ગુજરાતની પેઠે ઓરિસ્સા એક રીતે બે મહાન પ્રદેશોના રાજમાર્ગ ઉપર છે. એટલે ઉત્તર અને દક્ષિણની શૈલીનો સુંદર સમન્વય ઘણી વખત ઓરિસ્સાના મંદિરોમાં મળી આવે છે. જે વખતે આ મંદિરો ઊભાં થયાં તે વખતે ગુપ્તસામ્રાજ્ય એ ભૂતકાલની વસ્તુ બની ગઇ હતી. હ્યુએનસંગે એમનો ઉલ્લેખ કર્યો નથી. એટલે એના વખતમાં આ મંદિરો ન હતાં. નિષ્ણાતોના માનવા પ્રમાણે–નવમીસદીના મધ્યભાગમાં આ મંદિરોમાંનાં કેટલાંક 'લિંગરાજ' વગેરે બંધાયલાં છે;

* આ રાજારાણીનું મંદિર કહેવાય છે તે ખરી રીતે કોઈ રાજારાણીના નામ પરથી નથી પણ પીળચટા કઠણ પથ્થર–જેને રાજરાણીયા કહેવાય છે તે ઉપરથી આ નામ છે એમ મી. મનમોહન ઘોષ નાંગુલી ધારે છે.

તેનો બાંધનાર યયાતિ કેસરી નામે થઈ ગયો. બૌદ્ધ અસર ધીમે ધીમે અદૃશ્ય થતી હતી—અને હિંદુધર્મનું પુનરુત્થાન થતું હતું—તે સમયની આ કલા છે. હિંદુસ્તાનમાં ધર્મ એ રાજકારણની સાથે જોડાયલું એક અભેદ્ય તત્ત્વ રહ્યું છે. એટલે એના રાજપરિવર્ત્તનની સાથે જ ધાર્મિક પુનરુદ્ધાર સંકલિત છે. ભુવનેશ્વરનાં ઘણાંખરાં મંદિરો અખંડિત અવસ્થામાં છે એ એક આશ્ચર્યકારક ઘટના તરીકે ગણાવી શકાય. લિંગરાજ જેવું ભવ્યમંદિર શી રીતે વિનાશમાંથી બચી ગયું હશે એ એક કોયડો છે. નવાં ધર્મમંદિરો ન બંધાય એ નિયમનું જ મુગલસમ્રાટ્ ઔરંગઝેબે, અક્ષરશઃ પાલન કરાવ્યું હોય—ને એ રીતે આ જૂનું મંદિર હોવાથી રહી ગયું હોય. બાકી જદુનાથ સરકારના ઇતિહાસ પ્રમાણે ઓરિસ્સામાં નિમાયલા—મીર-ઈ-અદલ અને કાઝી જેમને હમેશના ચાર રૂપિયા મળતા, તેનું કામ ધાર્મિક ફરમાનોનું પાલન થાય છે કે નહિ એ જોવાનું પણ હતું.

ભુવનેશ્વરનું ‘ લિંગરાજ ’ મંદિર લગભગ ૧૨૯ ફૂટ ઉંચું છે. આ મંદિરને મુખ્ય બે ભાગમાં વહેંચી શકાય. વિમાન અને જગમોહન. એ ઉપરાંત બીજા બે ભાગ પણ હોય છે. નટમંદિર અને ભોગમંડપ. એટલે એક મંદિરના ચાર ભાગ પડે છે. ભોગમંડપ,

નટમંદિર, જગમોહન, અને વિમાન. વિમાન—એ ભાગ છે કે જેમાં મુખ્ય દેવતાની પ્રતિષ્ઠા હોય છે. જગમોહન એ પ્રેક્ષકને ઊભા રહેવાનો—જેને આપણે



ભુવનેશ્વર મંદિર

પ્રેક્ષાગાર કહીએ—એવો ભાગ છે. એ ઉપરાંત ભોગ-મંડપ ને નટમંદિર તે ઉત્સવ માટે ને યાત્રીઓ માટે ઉપયોગમાં આવતા ભાગો છે. પ્રજાના સમસ્ત જીવનને અને જીવનના દરેકે દરેક અંશને ધર્મ પ્રતિ અભિમુખ રાખવાની સુરૂચિમાંથી આ સૂચક નામો મળ્યા લાગે છે. અને મદુરાનું મહાન મંદિર—જેમાં લોકો આરામ લ્યે, ઉત્સવ કરે, નૃત્ય કરે, ને અનેક પ્રવત્તિઓ ચલાવે—એ જેમણે જોયું હશે તેમને આ મંદિરોની પ્રજાજીવનનો ઉત્કર્ષ ને અપકર્ષ સાધનારી શક્તિનો કાંઈક ખ્યાલ આવશે.

'લિંગરાજ' મંદિરના વિમાનની શિખર ઊંચાઈ ૧૨૭ ફૂટ લગભગ છે; જ્યારે જગમોહનની ૮૪ ફૂટ છે. આ મંદિરનુ વર્ણન કરવું મુશ્કેલ છે. જેમ સત્ત્વશાળી માનવ પોતાની મહત્તા હરેક પ્રસંગે ને હરેક પરિસ્થિતિમાં બતાવે છે તેમ આ મંદિરના—તેમ જ પાસેના બીજા મંદિરોના કલાકારોએ—છતમાં, ખૂણામાં, સ્તમ્ભમાં, પાર્શ્વદેવતાની કોતરણીમાં, દ્વાર-પાળોની આકૃતિમાં, સઘળે—ઊંચા પ્રકારની રસિકતા અને એથી પણ ઊચા પ્રકારનો ટાંકણા ઉપરનો સંયમ દર્શાવ્યો છે. પાદથી માંડી ને કળશદોરી સુધી—મંદિરનું રેખાદર્શન કરો તો એમાં ખૂણે ખૂણો ને જગ્યાએ જગ્યા જાણે આભરણશૈલીથી [ Decorative Art ] ભરેલી ભરેલી લાગશે: અને છતાં એમાં ભરચચી

ભરેલા ભરતનું સૌન્દર્ય હશે અને કયાંય ભરચક્ક ભીડ નહિ લાગે. કલાકારોએ, જેટલી વાસ્તવિકતાથી જીવન પ્રસંગોને ઉપાડયા છે, લગભગ તેટલી જ હિંદુ શિલ્પશાસ્ત્ર પ્રત્યેની વંશપરંપરાગત માનદૃષ્ટિથી,તેમને મૂકયા છે. મગરને હેરાન કરતો વાંદરો કયાંક મૂકયો હશેઃ તો કયાંક જૂ શોધતાં વાંદરાં બેઠાં હશે. કોઈ જગ્યાએ એકાદ વાંદરાને, ઝાડ ઉપરની ડાળીએથી લટકીને પાણીમાં અટકચાળું કરી કરચલાના સપાટામાં આવેલો જોશો, તો કયાંક જુવાન અને જુવતીઓને પ્રેમ ચેષ્ટામાં તલ્લીન જોશો. પણ વિષય ગમે તે હોય, હિંદુશૈલીનો આત્મા—આકાર અને રૂપ કરતાં અર્થને વધારે પ્રાધાન્ય આપવાનો—એની અવગણના થયેલી કોઈ જગ્યાએ દેખશો નહિ. વાંદરાને જોઈને તમને હસવું જ આવશેઃ ને જૂ ખોળતું વાંદરાનું બચ્ચું તમને ‘ આહ ! ’ એમ બોલાવી જ દેશે. ગમે તે એક સ્તંભ લ્યો. છેક નીચેથી માંડીને ટોચ સુધી—શિલ્પીએ એના દરેકે દરેક ભાગને વાચા આપી હશે. નીચે પૃથ્વીનાં દૃશ્યો હશેઃ તો ઉપર ગાંધર્વો નૃત્ય કરતા હશેઃ ને છતમાં દેવોની સૃષ્ટિ મૂકી હશે. રૂષિ, મૂનિ, સાધુ, રામાયણ, મહાભારત, પશુસૃષ્ટિ, માનવસૃષ્ટિ—શિલ્પ કારને પ્રજાજીવનમાંથી જે જે વાત જડી તે સઘળી એણે આંહીં જડી લીધી છે.

અને કેટલીક જગ્યાએ, ખાસ કરીને, છતને

ટેકાવનારી સ્તભિકાઓ, સ્તમ્ભમા કોતરેલી નાગિનીઓ, પાર્શ્વ દેવતાઓ, અને મદિરના બહારના ભાગમા છેક ત્રીજી કે ચોથી ભૂમિકાના ખૂણાઓ – ત્યા જાણે કે શિલ્પીનો આત્મા ગગનાગણમા


સ્તમ્ભની નાગિની દેવી

રમવા ચડતો હોય–તેમ એ કાવ્યસૃષ્ટિનો સર્જક બની જાય છે

ત્યા એ એવી એવી દર્પણકન્યાઓ મૂકે છે કે જે પોતાના રૂપનો પાર પામવા યુગના યુગ થયા પેલા



દર્પણકન્યાઓ

સ્ફટિક નિર્મળ આરસામા પોતાનું મોં જુએ છે: અને જુએ છે કે જેમ જેમ વર્ષો જાય છે તેમ તેમ એને વધારે ને વધારે મનોહર યૌવન આવતું જાય છે. એ વૃદ્ધ થતી નથી ને કોઈને વૃદ્ધ થવા દેતી નથી શિલ્પી કયારેક આવી દર્પણ કન્યાઓ દેખાડે છે, તો કયારેક જેના ત્રિભંગે વિશ્વને ડોલાવ્યાં છે એવી મનોહર નર્તિકાઓ મૂકે છે. એના ત્રિભંગમાંથી લાલિત્યનો પ્રવાહ જાણે વહી રહ્યો છે—પણ કોઈ દિવસ એ પ્રવાહ ઓછો થવાનો નથી કે ખંડિત થવાનો

નથી. આ મંદિરોમાં ફરતાં એક જગ્યાએ તમને બે સુંદર આકૃતિઓ મળશે. એક જુવાન છે. બીજી જુવતી છે. જીવન સંગીતનો એક જ સૂર તેમને પાસે પાસે લાવી શક્યો છે–ને બન્ને સાથે ઉભાં છે–પણ એક બીજાના



યુગલ

નિકટમાં છતાં, એક બીજાના સ્પર્શમાં નથી. કદાચ, એમ દર્શાવવા માટે, કે જીવનનું પ્રેમસંગીત સાંભળનારાં સાન્નિધ્ય અનુભવે છે હરક્ષણે; પણ એક બીજા તરફ ઢળવા છતાં, એક જ જીવન બંસરીથી આકર્ષાયાં છતાં, એક બીજાની એટલી નિકટમાં આવી જતાં

નથી કે જેથી સંગીત અપૂર્ણ રહે, બંસરી બસૂરી બને, રસાનંદ ખંડિત થાય-ને શુદ્ધ પ્રેમોર્મિ ઉપર શરીરનો વિજય થાય. જાણે કે એ બન્ને પ્રેમની એવી અવસ્થામાં રહેવા માગે છે કે જેમાં બંધન કોઇ ને નહિ-ને સ્નેહનાં અતૂટ બંધન વિનાનાં બન્નેમાંથી એકે નહિ.



જે મુખ્ય દેવતાનું મંદિર હોય છે તે મંદિરના પ્રદક્ષિણા માર્ગમાં ઉત્તર, દક્ષિણ ને પશ્ચિમના ગોખમાં પાર્શ્વદેવતાઓ તરીકે તે મુખ્ય દેવતાના નિકટવર્તીઓને મૂકવાની પ્રણાલિકા છે. લિંગરાજ મંદિરના ઉત્તર તરફના ગોખમાં એક અત્યંત સુંદર આરસની પાર્વતીની પ્રતિમા છે. સાધારણ રીતે હિંદુ

એક બીજી પ્રતિમા

શૈલીનો જેને પરિચય ન હોય કે એ શૈલીને જોવાની દૃષ્ટિ વિકાસ ન પામી હોય તો ઘણી પ્રતિમાઓ અર્થહીન લાગવાનો સંભવ છે. પણ જેને એ શૈલીનો પરિચય ન હોય-એવા સામાન્યમાં સામાન્ય મનુષ્યને પણ આ પાર્વતીની પ્રતિમા* આકર્ષક

* એ પ્રતિમાનો શ્રી રાવળે 'સ્કેચ' કર્યો છે. અને આભરણ-

દીધી હોય, એવી મનોરમ પ્રવાહિતા ભરી છે. તમને એમાં પથ્થરનું કે આરસનું જડત્વ ન લાગે: એટલું જ નહિ પથ્થર ઘન છે એમ તમે માની ન શકો. મસ્તક ઉપર ઉડતી અપ્સરાઓ, સંગીતજ્ઞો, મૃદંગ બજવૈયાઓ, ડમરૂનાદ જગાડનારાઓ—સઘળી સંગીત સૃષ્ટિ—પાર્વતીના કોઈ નૃત્યની ગતિની સ્થિરતા જોઈ થંભી ગઈ છે—ને મૃદંગબજવૈયાનો હાથ પણ જાણે એ સૌન્દર્યદર્શને થંભી ગયો છે. એના હાથનાં આભૂષણો, પગનાં નુપૂર, કટિમેખલા, મૌક્તિક લટકતી સુંદર ઊરૂદામ, સ્કંધ પરથી જાંઘ સુધી જાહ્નવીના વહેતા પ્રવાહ જેવી સ્કંધમાલા, કિરીટ મુકૂટ, કર્ણફૂલ—સઘળામાં શિલ્પીએ પોતાના નાજુક ટાંકણા ઉપર એવો રસિક સંયમ દર્શાવ્યો છે કે કોઇ પણ યુગનો કારીગર એ જોઈને છક્ક થઈ જાય. કટિમેખલા ને ઊરૂદામ—એ બે આભૂષણોમાં તો એણે છુટ્ટે હાથે લંકાનાં મોતી પાથર્યાં છે ને સોનેરી રૂપેરી ઘંટડીઓ મૂકી છે. દરેક મોતીની ગણી શકાય, વીણી શકાય, એટલી મનોહર આકૃતિ છે. એ આભૂષણો કરવામાં એણે પોતાની આંગળીઓ અને ટાંકણાની વચ્ચે જે જીવન્ત સંયમ સાધના બતાવી હશે એ કલ્પતાં એ અનામી શિલ્પીની શક્તિને મસ્તક નમી જાય છે. આજનો કોઇ કારીગર આ કરી શકે કે નહી એ શંકા છે—પણ જો કરી શકે તો આ પાર્વતીની

ની જે મોહક સ્થિર ગતિ, પરિમલ ફેલાવતું જે દિવ્ય સ્મિત છે, ઊર્ધ્વ પ્રદેશનો જે આનંદ, અને સંસ્મરણમાં રમ્યા કરે એવી જે મોહકતા ભરી છે એ જોઈને શિલ્પીને શ્રમ પડચો હશે કે નહિ એ શંકા થાય: શ્રમ થાક સૂચવે: થાક ઉતાવળ સૂચવે: ઉતાવળ આભૂષણની અવ્યવસ્થા સૂચવે, કાં કાંઈક અસુંદર ગતિ સૂચવે–જેમાંનું કાંઈ આંહીં નથી. એટલે શ્રમ છે: અને શ્રમ માટેનો નિરવધિ પ્રેમ છે.

પાર્વતીની આ પ્રતિમા ઘડેલી ન હોય, પણ નૃત્યની કોઈ સ્થિર થયેલી ગતિને શિલ્પીએ ઝડપી લીધી હોય તેવી છે. અને એમાં પણ જે રહસ્ય પૂર્ણ મોહક સ્મિત છે–એમ તો નહિ હોય કે હિમાદ્રિનું સોને મઢયું પ્રભાતી શિખર જોઇ, શંકર ભગવાને અંગુલિ નિર્દેશ કરી પાર્વતીને એ બતાવ્યું હોય અને એ જોઈ મોહક સ્મિત સાથે સહજ અંગભંગ કરી પાર્વતી, નૃત્યગતિથી ઉભાં થયાં હોય–અને શિલ્પીએ પોતાના સ્વપ્નની એ ગતિને શાશ્વત રૂપ આપી દીધું હોય !

ભુવનેશ્વર મંદિરના પડછાયા ચાંદનીરાતે બિન્દુ સરમાં [ બિન્દુસાગર–અને બીજાં અનેક સરોવરો આંહીં છે; બિન્દુસાગરની લંબાઈ ૧૩૦૦ ફીટ ને પહોળાઈ ૭૦૦ ફીટ છે. આ ઉપરથી એ તળાવોની વિશાળતાનો ખ્યાલ આવશે ] પડે છે, ત્યારે એ